ઉતરવાનો બેમાલુમ દરવાજો એક મોહોટી પોહોળી લાદીથી ઢાંકી રાખેલો છે. આ લાદી ઉચકતાં અંદર ઉતરવાને એકજ માણસ ઉતરી શકે એવી સાંકડી પથરની સેહેડી બાંધેલી છે. તેનાં પગથીયાંની ઉંચાઈ સાધારણ પગથીયાંની ઉંચાઈ કરતાં ઘણીજ વધારે છે, તેથી ઉતરનાર ચઢનારથી તે ઉપર એકદમ જલદી ઉતરાઈ અથવા ચઢાઈ શકાય એવું નથી. પેહેલાં પાંચ અથવા છ પગથીયાં અંદર સીધું ઉતરવાના છે, તે પછી ઉતરનારને બે વખત ડાવી બાજુએ વલાણ લઈ ઉતરવું પડેછે. બીજા શબ્દોમાં બોલીએ તો આખી સેહેડી ત્રણ રમણાની ગોલ ફરતી બાંધેલી છે. એવી રીતે આસરે ૧૫ ફુટ નીચે ઉતરયા પછી, એક મોહોટો ઓરડો આવે છે. આ ઓરડા અંદર આવ્યા કે આસપાસની હવા થંડી, અને શરીરને ઘણીજ ગમતી લાગે છે. હમારી પાસે જે પારાની શીશી હતી તે જોતાં માલુમ પડ્યું કે બાહારે ખુલ્લી હવામાં અને આ જગાની હવામાં નજદીક ૩ થી ૪ ડીગરી (એટલે અંશ) નો ફેર પડયો હતો. જે થંડો પવન આવતો હતો તે આસપાસનાં પાણી ઉપર થઇને દીવાનખાનામાં, ઘણીજ તજવીજથી મુકેલી બારીઓ વાટે આવતો હતો. આ ઓરડાની રચના ઉપરથી માલમ પડયું કે તે પાણી મેહેલનું દીવાનખાનું હશે. આસપાસની દેવાલ સઘળી નરદમ પથરની બાંધેલી છે, અને તેનાં એક ખુણામાં એક તખતી ફારશી ભાષામાં કોતરી મુકેલી છે. એ તખતી હમારી સાથનાં જરમન મિત્રે વાંચી તે ઉપરથી આ પાણી મેહેલનો સને માલુમ પડયો હતો. આ સને આંકડામાં કોતરેલો નથી પણ ફારશી સાહેરો, બેહેત બનાવી બેહેતમાં લખી જણાવે છે તેવી રીતે તે સને વાંચતાં, હીજરી સને ૧૦૨૩ જણાયો હતો, અને હમારી અગાઉ કોઈ બીજા મુસાફરો તીહાં આવી ગયા હશે તેઓએ પણ અક્ષરોની ગણતરી ઉપરથી જે આંકડા એ તખતીની પાસે દેવાલ ઉપર માંડેલા હતા તે આંકડા ઉપરથી પણ એજ સને ગણાયલો હતો.

આ ઠેકાણેથી આગળ ચાલતાં બીજા બે ત્રણ ઓરડા આવે છે તેમાં પવન આવવાને દેવાલમાં દક્ષણ તરફથી એકક બગાડું રાખેલું છે. આ ઓરડા બેલવત ગાહાના ઓરડા હોય એવા માલુમ પડયા હતા. હીંયાંથી વળી નીચે થોડીક પગથીઓ ઉતરયા પછી મેહેલના બીજા તબકા અથવા માળ ઉપર અવાય છે. વાંચનારે આટલું હીંયાં વીચારવું જોઈએ કે ઘરના પેહેલા માળ ઉપરથી બીજા માળ ઉપર જવાને વધારે ઉપર ચઢવું પડેછે, પણ આ પાણી મેહેલ જે ભોયરાંમાં બના-

પેલો છે તેના પેહેલા માળ ઉપરથી બીજા માળ ઉપર જવાને નીચે ઉતરવું પડે છે. આ બીજા માળ ઉપરની રચના પેહેલાના કરતાં વધારે જોવા લાયક છે. એક જરૂખો બાહાર ઝોંકવેલો છે તીહાંથી પેલો ૫૦) ફુટ ઉંચેથી પડતો ધપધપ (ધોધ) દેખાય છે. ઝરૂખો શષ્ટ કોણ આકારની બાંધણીનો છે, તેની બારીઓ ઉપરથી હેઠળ નદી વેહેતી દેખાય છે. પાણીનો ધોધ પડેછે તે ઉપર જારે સૂર્યનાં કિરણો પડતાં હશે ત્યારે તીહાં તરેવાર રંગની વરસાદી કમાનના દેખાવો થતાહશે; તથા ઉંચેથી જે ધોધ પડેછે તેના પાણીમાંથી ઝરમર ઝરમર વરસાતની પેઠે પાણીના બારીક બુંદનીયાં પડતાં હશે અને તે બુંદનીયાં પવનની લેહેરથી ઝરૂખાની બારી ઉપર આવતાં હશે ત્યારે તે જગા ઉપર બેસીને આસપાસની લીલાતરી અને આવી મનોરંજક રચના જોનારને કેવી મજા લાગતી હશે તેનો ખ્યાલ ભોગવનાર સીવાય અમસ્થી કલ્પના કરનારને રૂપીઆની એક આની જેટલો પણ આવવાનો નથી. તો એપણ કલ્પનાથી તેમોજ વીશે જે વીચાર ઉત્પન થઈ શકે તે ઉપજાવવાની કોશેશ હમોએ કરી છે. વીચાર કરો કે એક ગમથી પાણીનો ધોધ ધમ ધોકાર ધોધો કરતો છેક ૨૫) અથવા ૩૦) ફુટ ઉપરથી, અને ઝરૂખાની બારી આગળથી વલી બીજી ૨૫) ફુટની ઉંડાઈએ પડતો દેખાય છે. બીજી ગમથી વમળદાર પાણી ફીણફીણ થઈ સફેદ દુધ જેવું બની સીલ સીલાટ ઝરૂખાની બારી આગળથી વેહેતું ચાલ્યું જાય છે. ત્રીજી ગમથી બારીક બુંદનીયાં નીચે શીતળગાર જેવાં વરસી રહ્યાં છે. ચોથી ગમથી તમામ આસપાસની વનસ્પતીમાંથી જે મધુર સુગંધની લપટ પસરી રહીછે, તે પેલાં બુંદનીયાં સાથે મીશરિત થઈ ઝરૂખાની બારી ઉપર ફેલાઈ આખા મેહેલને મીઠાસ ભરેલી લપટથી ભરી મધમધાવી નાખ્યો છે. પાંચમી ગમથી દમામી અને તોજાર નવાબ ઝરૂખા ઉપર નીશામાં ચકચુર થઈ પોતાની માશુકો સાથે એશકમાં આરામ ભોગવતો પડેલો છે. છઠ્ઠી ગમથી તેના હુકેબરદારો જરરીન હુક્કાની સાપ જેવી પેચદાર નલીનો છેડો ૨૦ થી ૨૫ ફુટ છેટેથી નવાબના હાથમાં આપી થર થર ધ્રુજતા ઉભેલાછે. સાતમી મેરથી નવાબે નલીમાંથી એકદમ ખેંચી ધુમાડો પોતાના ભરેલા ફરબેહગાલના ફુકાઓમાંથી બાહાર કાહાડેલોછે, અને એવી રીતે બે ચાર દંમ ખેચીને અરધી વીંચેલી આંખે, નવાબે પાણી મેહેલની એશે આશીએત વીશે પુછપરછ ચલાવીછે. "ધપધપકા પાની કોન બુરૂજસેં ચલતા રહાહે?" આ સવાલનો જવાબ આસપાસના

હાલીમવાલીઓ સુખનો પડતાનેવાર આપેછે, "બંદે નવાજ, નરબુરૂજસેં ચલરહા હે." તે ઉપરથી નવાબે જાણે કેહેવી એક મોહોટી ગણત્રી અથવા અગમચેતી કરી હોય, એમ ફુલાઇને બોલેછે, "તબતો પાનીકા બોહોતહી ઝોર હો રેહા હોઇંગા." ચાપલુસી અને ખુશામતખોર ખાનસામાનોને સહજાઇથી બોલતાં શીખવવું પડતું નથી, તેથી તેઓ નવાબના ભારી કઠણ મન શકતીથી કરેલા કયાસને છેક આસમાને ચઢાવી જવાબમાં બોલે છે. "હાંજી ખુદાવંદ, હાંજી ગરીબ પરવર, પાનીકા બહોત હી ઝોર હો રેહયાહે. ઝીહાં પનાહને બીન દેખે કૈસી પઇછાન કરી હે! તેહેકીક; પાની બોહોત ઝોરસે વાહા રહાહે." નવાબ મનમાં ફુલાઇને બોલે છે, "હાં, મેરી નજરમેં તો પાની મેહેલકી કરામત સબ એક ખેલ બરોબર બન રહીહે." જારે નવાબે પોતાના ખીદમતગારોથી સાંભળયું કે નરબુરૂજ વાટેથી પાણી ચાલીયું જાયછે, તારે અલબતાં પાણીનો વધારે જોર હોયાથીજ એવું બનવું જોઇએ, એમાં ગણત્રી શાની અને પઇછાન શાની!

આ પાણીમેહલંની કરાંમત પીછાનવા મનશકતી કેટલી કઠણ હોવી જોઇએ એ વાંચનાર સેહેલાઈથી વીચારી શકશે. પણ જીહાં "હાજી ખુદાવંદ, બંદેનવાજની લપલપી ચાલતી હોય તીહાં કીડી ને વાઘ, અથવા રાઇનો પરવત બનાવી દેવાની કસીબી પાંતીની કસર થઈ શકાતીજ નથી. પણ આપણ આપણી વાત ઉપર આગળ ચાલીએ. નવાબની પુછપરછ ઉપરથી જાણે એવું માલુમ પડયું કે પાણીનું જોર વધી ગયું છે. આ વાતની મેહલમાં ખબર પડી. નવાબની માશુકોના પેટમાં જાણે ધાસ્તીથી ધરકો પડયો. પાણી વધીને છેક ઝરૂખાની નજદીક આવ્યું. આ વખતથી તેમની મકર ભરેલી હીલચાલ થવા માંડી, કોઈ કીહા ઓરડામાં અને કોઈ કહી ઓલીમાં ભરાવાં અને દોડી જવા લાગાં, ભોળા નવાબ પોતાની માશુકોની દોડધામ અને હીચકારાપણું જોઈ હસવા પડયો; તીયાર પછી મેહેલમાં જે દોડાદોડ અને તરેવાર પ્રપંચ ગોંધળ થયું હશે તેનો તો ખરો ચીતાર આપવાને આ ઠેકાણે કલ્પના વધારે ચલાવી શકતા નથી. જે ખ્યાલ દોડેછે તે સાંભળેલી અસલ વાત સાથે સરખાવતાં આપણી મનશકિતની માત્ર મશકરી કરેછે, અને ઉપર જે કલ્પિત ચીત્ર આપીયું છે તે અસલ બનાવની અધુરી નકલ પણ દેખાડી શકતું નથી. નવાબે ભોગવેલી મોજની વાતો પાણીમેહેલનાં પાણીમાં વહી ગઇછે, અને આપણે તો માત્ર હવાઈ વીચાર કરતાં રહેલા છઇએ.

બીજા તબ્બકા અથવા માલ ઉપરથી ત્રીજા તબ્બકા અથવા માલમાં ઉતરવાને વળી બીજી સેહેડીઓછે તેનાં પગથીઆં ઘણુંજ ઉંચાં છે. એ પગથીયાં ઉપરથી ઉતરતાં છેક નદીનાં પાણી આગળ જવાઈ શકાય છે. આ માર્ગ મેહેલમાં વાપરવાનું પાણી લાવવાને કરેલો હોય એવું નજર આવ્યું હતું, અંધારૂં ઘણું થયલું હતું, હમારીસાથે બળતી મસાલો રાખેલી હતી તોએપણ એ માર્ગે ઉતરવાનું ઘણું કઠણ નજર આવ્યું હતું તથા હમારી સાથનાં માણસોમાંથી કોઈનું તે માર્ગે ઉતરવાનું મન થયું નહી હતું. સેહેડી ઊચી હતી, વળી પાણી અંદર ફુટી આવ્યાથી ભીનાઈ સરકણી થઈ ગયલી હતી, અને જીંહાં જોઈયે તીંહાં વાંગળાંઓની અઘાર એટલી તો જમાવ થઈ પડેલી હતી કે તેની દુરગંધી ખમાઈ નહી શકાતી હતી, જેથી વધારે વાર તીંહાં ઉભા નહી રહી શકયા હતા. ઈહાંથી પાછા ફરતા બીજાં બે ત્રણ નાહાનાં દીવાનખાનાં જોવામાં આવ્યાં હતાં, તેમાં એકનું નામ ગંદી મેહેલ રાખેલું સંભળાયું હતું. આ વીશે ખુલાસો એવો થયો હતો કે તરેવાર જાતની ખુશબોથી આ ઓરડાને ભરવામાં આવતો હતો, અને તેમાંથી તરેવાર સુગંધ જે નીકળતી હતી તે પાણીમેહેલનાં સઘળા જુદા જુદા ઓરડામાં પસરતી હતી. આવી રચના કરી હોય તેમાં નવાઈ નથી; પણ જે વખતે હમો તીંહાં હાજર હતા તે વખતે ગંદી મેહેલમાંથી સુગંધને બદલે સઘળી તરેહની દુરગંધો એવી તો નીકળતી હતી કે હમારી સાથના સઘળાં માણસોએ રૂમાલો પોતાના નાક ઉપર દીધા હતા, તથા મસાલો પણ ઘણીજ ઝાંખી બળવા લાગી હતી. તેથી સાફ માલુમ પડયું હતું કે પાણી મેહેલની તે વખતની હાલત ઘણીજ વેરાન અને પડી ભાગતી હતી, ભીંતમાં તડ પડેલી હતી તેમાંથી કોઈ કોઈ ઠેકાણેથી નદીનું પાણી પેવસ થયલું હતું, અને તેથી ઠેકાણે ઠેકાણે કાદવ અને કોચડ થઈ પડેલો હતો.

નહી કેહેવા જોગ એક ઓરડાની હમોને આ ઠેકાણે નોંધ કરવાની જરૂર થઈ પડીછે, અને તે કરવાનું કારણ માત્ર એટલાજ ઉપરથી છે કે તે ઓરડાની બાંધણી ઉપરથી મુસલમાન નવાબોમાં સફાઈ તથા સુઘડાઈનાં વીચાર કેટલા થોડા હશે તે ઓછું માલુમ પડી આવેછ. નવાબો અને હાકમો અત્તર તથા ચંપેલી અને તરેવાર ખુશબોનાં ઘણા શોખી હોય છે, પણ જેઓનાં દરબારી મેહેલમાં મોહોડાં પાસેજ જાય જરૂરનાં મકાનો બનાવેલાં હોય તીહાં આવી ખુશબોની જરૂર હોવીજ જોઈએ. એ ઓરડાનું નામ "પાયખાના" બોલે છે. ગરીબ માણસોનાં ઘરમાં બોએ ઉપર

બેઠા ચુહુલા બાંધેલા હોય છે તેવી આ ઠેકાણે જમીનની સપાટી ઉપરથી આસરે દોઢેક ફુટ ઊંચી ચુહુલા જેવી પથરની બેઠક નજર આવી અને એ બંધેની વચ્ચે જરા પણ પડદા જેવું કંઈજ નહીં હતું. કોઈ પણ સાધારણ જોનારને આ બાંધણીના આકાર ઉપરથી રાંધવાની જગા શીવાય કદી પણ એવો ખ્યાલ નથી આવવાનો કે આ આટલી જેટલી ઊંચી બેઠક તે જાયજરૂર એટલે ઝાડે ફરવાની જગો છે. આ સાંકડી બેઠકમાં જાયજરૂરની સઘળી ગોઠવણો કીધેલી હતી તેની ગલીચી, ગંધારો કેટલો હશે તે ખ્યાલમાં આવ્યાથી ખરેખર કંટાળો ઊપન્યા વગર રેહેતો નથી. હમોએ આગળ કહ્યું તેમ આ બાબતની અત્રે નોંધ કરવાની જરૂર એટલીજ કે મેહેલ જેવા આરાસ્તગી ભરેલાં મકાનમાં આવી ખામીઓ જેઓ તપાસિને જુએછે તેમની નજરે પડેછે, અને આથી વીચારવાને બની આવેછે કે મુસલમાન લોકોએ, પછી શું ગરીબ કે તવંગર, અદનાથી આલા તુલીક સફાઈ, સોજાઈ, સુઘડાઈ અને તંદરોસ્તીની જાળવણી કરવાનાં જે કુદરતી કાયદાછે તે જાણવાને જરાએ પણ ધ્યાન પોહોંચાડ્યું હોય એવું લાગતું નથી. તેઓ આજ સુધી એ વીશે કમનસીબ રહી ગયા છે. આ સઘળું અંધારૂં અજ્ઞાનપણાથી તેઓમાં ચાલેછે. કેળવણીની ખુબી તો તેઓ જાણતાજ નથી.

પાણીમેહેલની તારીફ હમારા ભોમીયાએ ઘણી અચ્છી રીતે કરી સંભળાવી હતી અને જણાવ્યું હતું કે ગરમીની રૂતુમાં ઘણોખરો વખત નવાબ સાહેબ આ મેહેલમાંજ ગુજારતા હતા. આ મેહેલ ગરમીની રૂતુમાં આસાએશ લેવાને બનાવ્યો હોય એ એકવાર માનવા જોગ છે; પણ તેની સાથે એક બીજો વીચાર પણ ઉત્પન્ન થાયછે, કે દુશમનની નજરથી છુપાઈ સંતાઈ રેહેવાને અથવા સંકટની વેલાએ નાહાસભાગ કરવાને આ છુપો મકાન ઘણોજ કામજોગ થઈ પડે, એટલા સારૂ પણ તે બનાવી રાખ્યો હોય. આ મેહલમાં ભરાઈ સંતાઈ રેહવાના ઓરડા, તેમની બાંધણીની રીત, સેહેડીઓના ટપ્પાની કફોરી ઉંચાઈ, સંકડાસ, તથા ઓરડા ઓરડીઓની પેચ ભરેલી રચના, નાહાની નાહાની ગલી, અને વલાણદાર જવા આવવાના મારગો જે હીયાં જોવામાં આવેછે તે સઘળા ઉપરથી ઉપલો વીચાર મનમાં ઉત્પન્ન થયા વગર રેહેતો નથી. પુછપરછ કરતાં એવું પણ માલુમ પડ્યું કે આ મેહેલમાંથી બાહારો બાર છેક દુરવેર નીકલી જવાનો ભોંયરાંમાંથી રસ્તો

કોતરી કાહાડેલા છે, અને હમારી સાથે દેખડાવા આવેલા મુસલમીનોની બોલવાની લઢણ પ્રમાણે હમોએ સાંભળ્યું કે ૧૨ ગાઉ દુર નીકળી જવાય એટલો રસ્તો ભોંયરાંમાં બનાવેલોછે, પણ આવી તોપ મારનારોના બોલવામાંથી ઘટતા ટકા બાદ કરી માનીએ તો અલબતાં પા કે અરધો માઈલ સુધી નાહાસી જવાનો રસ્તો બનાવ્યો હોય એ માનવા જોગ છે. એવી એક ગલીમાં, મસાલ સળગાવીને અંદર જવાનો ઇરાદો હમોએ કીધો હતો, પણ બંધીયાર હવાના સબબથી મસાલ તેમાં બલી નહી શકી, અને ૩૦ ફુટ ચાલ્યા એટલાં તો તે હોલવાઈ ગઈ હતી.

છેલ્લું, પાણીમેહેલ વીશે એક ત્રીજો વીચાર આવીયા વગર રેહેતો નથી. મુસલમાન નવાબ, અમીર, ઉમરાવો એશઆરામમાં મશહુર થયલાછે. તેઓ પોતાના નીચ હવસો પુરા પાડવાને, તેમનો ખજાનો ઉડાવવાને કશી વાતે પાછળ પડ્યા નથી; તેવા કોઈએ એવી મતલબથી આ મેહેલ બંધાવ્યો હોય જેમાં રૈયતની પારકી સ્ત્રીઓને ચોરી લાવી છુપાવી રાખે અથવા એવી જગાએથી છુપે રસ્તે રાત્રે નવાબ પોતે અને તેના જેવા અમલદારો જેમ જેને વગ ફાવે તેમ પોશાક બદલીને શેહેરમાં નીરલજ કામ કરવાને બાહાર નીકળતા હોય, અને તેજ છુપે રસ્તે પાછા આવી કીલ્લામાં હાજર રેહેતા હોય, જાણે કિલ્લામાંથી કોઈપણ શખ્સ બાહાર નીકળ્યોજ નથી. કિલ્લાનો દરબાન બીચારો જાણતોબી નથી કે કોઈપણ દરબારી માણસ કિલ્લાના દરવાજા વાટે રાત્રે બાહાર જતો હોય.

પાણીમેહેલ જોઈ રહયા પછી જે માર્ગે અંદર દાખલ થયા હતા તેજ માર્ગે પાછા બંધ ઉપર બાહેર આવ્યા, અને તીંહાંથી "ઉપલી બુરૂજ" નામના કિલ્લા ઉપર ગયા. આ કિલ્લો આસરે ૭૦ ફુટ ઉંચો છે, અને તે ઉપર ચઢવાને પથરની સેહેડી બનાવેલીછે. આ સેહેડીઓ જેમ જેમ ઉપર જઇએ છઈએ તેમ તેમ તેનાં પગથીયાં એટલાં બધાં ઉંચાં માલુમ પડાં જાય છે કે તે ઉપર જલદીથી તો ચઢાયજ નહી, અને ચઢતાં ઘણીજ મેહનત કરવી પડેછે. એવું કરવાની મતલબ એવી ધારવામાં આવેછે કે દુશમન કિલ્લા ઉપર ચઢી આવે તેને ચઢી આવવાને જેટલું પેહેલાં સેહેલું લાગે તેટલું છેક ઉપર ચઢયા પછી કઠણ પડે, અને ઉંચાં પગથીયાં ઉપરથી ચઢતાં તેમની ઉપર તોપનો અથવા તેવો કોઈ બીજો મારો સારીપેઠે ચાલુ થઈ શકે.

એ બુરૂજને મથાળે બે તોપ જોવામાં આવીછે. એકનું નામ "મગરધજ, બીજીનું નામ "નવગજી" કરીને છે. બંધે તોપો બેદાદ હાલતમાં પડેલી હતી, અને તેઓ ફોડવા લાયક હાલતમાં હોય એવું લાગતું નહી હતું. ઉપલા બુરૂજને મથાળેથી બુરૂજનાં પેટાંમાં ઉતારવાનો એક બાજુએથી પથરની સેહેડીનો રસ્તો છે. એ માર્ગે અંદર ઉતરયાથી એક નાહાનો સરખો ઓરડો આવેછે, તેની આગળ એક ઝરૂખો આવેલોછે, તેની ઉપરથી આસરે ૬૦ થી ૭૦ ફુટ નીચે, કિલ્લાનું મેદાન દેખાયછે. એ ઝરૂખાની જગા ઘણી સાંકડી છે તેથી ભાગ્યેજ બેથી ચાર માણસ સગવડે બેસી શકે. એ ઉપરથી વાઘ, હાથી, ગેંડા અને એવાં બીજાં જનાવરોની લડાઇનો તમાસો જોવાને એ ઝરૂખો કામે લાગ્યો હોય એવું ધારવામાં આવે છે.

ઉપલા બુરૂજ ઉપરથી ઉતરીને શેઠ બરજોરજી વીકાજી મેહેરજીનો રેહેવાનો બંગલો જોવાને ગયા. આ બંગલો કિલ્લાની અંદર આવેલી નદીનાં કિનારા ઉપર બાંધેલોછે તેથી તે ઘણો ખુશનુમાં મકાન બનેલોછે, અને તીહાંની આબોહવા પણ સારી છે. બંગલાની બાંધણી સાધારણ તરીકાની છે, માત્ર તીહાંના કીસબી કારીગરોએ જે જે ભાગોને રૌનકદાર કીધાછે, તે કરવામાં મગર, સુસવાટ અને એવાં જનાવરોનાં આકારની નકલ ઘણે ઠેકાણે કીધેલી જણાઇછે. એજ નદીનાં કિનારા ઉપર બારાદરી મેહેલ એટલે બાર દરવાજાનો મેહેલ, તથા બેગંમનો મેહેલ, કચેરી, જમવાનું દીવાનખાનું, એવાં કેટલાંએક અચ્છાં મકાનો બાંધેલાછે.

એ જોયા પછી ઓરતો તથા મરદોનું બંધીખાનું જોયું. જે હાલતમાં આ બંને જાતીનાં કેદીઓ બંધીખાનામાં રાખેલાં જોયા, તે ઉપરથી આટલું જણાવ્યા વગર ચાલતું નથી કે સુધરેલા દેશોનાં કેદખાનાંમાં જેવી તરબીએત અને માવજત થાય છે તેવી આ કેદખાનામાં મુતલક જોયામાં આવી નહી હતી. તોએપણ હીયાંના બંધીવાનોનાં ભાગ્ય, સારાં કે પેલા ચંચલ બુધી પારસી ભાઈ વીરાજી જેવા દરોગાનાં ઉપરીપણા તળે તેઓ પડેલા હતા. કેદખાનાંના કેદીઓની તરબીઅત અને માવજત કેમ કરવી એ વીશે ભાઈ વીરાજી અંજાણ્યા હતા તોએપણ એ બુધી શખસમાં એ બાબતનું કેટલુંએક ખુદરતી ગ્નાન સારૂં દેખાતું હતું. તેવણે કેટલાએક પોતાની તરફનાં સારા ઉપાય કામે લગાડયા હતા. તોએપણ બંધીવાનો પાસે સહવારનાં સખત મજુરી કરાવવી અને હલકાં

જનાવરની પેઠે તેમને રાત્રે સખ્ત બંધીમાં કેદ રાખી, ખાવા પીવાની વેહેલા પાડવી અને જેમ બને તેમ બંધવાને શરીર ઈજા ઘણી પોહોંચાડવી, એટલાજ કાયદા નીજામ સરકારનાં બંધીખાનાંની તરબીએત વીશે અમલમાં આવેલા માલુમ પડ્યા હતા. મુસલમાની હકુમત તળે આવી બેકદર અને બેદાદી ચાલેલી સાંભળી આપણને ઘણું તાજુબ થવા જેવું કાંઈ નથી, માત્ર તાજુબી એટલાજ ઊપરથી લાગેછે, કે નીજામની હાલની હકુમત જે ચાલાક અને બાહોશ વજીરને હસ્તકછે, જે ચંચલ નવાબ ઇંગરેજી હકુમતની રીતભાંતથી સારી રીતે વાકેફછે, તેવા અકલ-વાળાની અને પુરતું રાજદરબારી જ્ઞાન ધરાવનારાની કારકીરદીમાં તેના બંધીવાને આવી બેદાદ હાલતમાં રેહે, એ અતિશય દીલગીરી ભરેલું તેમજ સખુન નાખવા જોગછે. આ વિશય ઊપર ધ્યાન પોહોંચાડવાની ઘણીજ અગતછે. નીજામ હેદરાબાદની નજદીક સીકંદરાબાદમાં ઇંગરેજની જે છાવણી છે તીહાં ત્રીમલગીરી આગળ ઇંગરેજનાં તાબા તળે જે કેદખાનું બનાવેલુંછે, તે એક નમુના દાખલ જોયલું બસછે. આ ઠેકાણાનાં કેદખાનાં વીશે લંબાણથી ઘટતી જગાએ બયાન કરેલું છે; અત્રે એટલું કેહેવું બસછે કે કેદખાનું કેટલી સફાઈ ભરેલું, કેવું રળીયામણું, અને તેમાં પડેલા બંધવાઓને ઈમાનદાર અને મેહેનતુ બનાવવાને તેમને ધંધો પેશો, સીખાડવા અને ઊદ્યોગી કરવા કેવી તરેહની તરબીઅત આપવી, એનો એક અછો નમુનો હમારા જોવામાં તીહાં આવ્યોછે. મુંબઈનાં કેદખાનાં અને બીજાં જે કાંઈ આ દેશમાં હમોએ જોયાંછે તે સઘળાં ત્રીમલ-ગિરીનાં કેદખાનાં આગલ પોઈસ છે.

નલદ્રુગના કિલ્લામાંથી નીકળીને કોટની બાહાર આવ્યા ત્યારે રાત્રે ૮॥ વાગાનો અમલ થયલો હતો. બાહાર પડતાં આ ગામને લગતી એક મોહોટી મસજીદ જોવામાં આવી, જેના દરવાજા ઊપર મુકેલી તકતી ઉપર ૯૬૮ હીજરી સને વાંચવામાં આવ્યો, તે ઊપરથી ગણતાં નજદીક ૨૫૦) વરસની જુની તે ઈમારત જણાઈ હતી. જેમ હિંદુઓએ પોતાનાં વખતમાં દેવળો, દેહેરાં અને પાહાડી કોતરકામો કીધાંછે તેમ મુસલમાનોએ પોતાની કારકીરદીમાં શેહેરે શેહેર અને ઠામે ઠામ મસજીદો બાંધીછે. મસજીદ સાથે ઓટલા બાંધવામાં આવ્યાછે, જે મુસલમાન જાતના મુસાફરો ઊતારો કરવાની જગા તરીકે વાપરેછે. આ મસ-જીદો, વીશે અત્રે નોંધ કરવાની જરૂર એટલીજ છે કે એવી જાતની કેટલીક ઈમારતો હિંદુસ્થાનમાં ઘણીજ સુંદર, જોવાજેવી અને યાદગારીના નમુના લાયક

બંધાયલી છે; તેમાંની એક મસજીદ "મોતી મસજીદ" જે આગરાના કિલ્લામાં છે, જેનું ચીત્ર હીયાં આપેલુંછે, તેની બાંધણી, ખુબસુરતી, અને સફાઈમાં મીસત્રીઓએ જે મનરાકતી અને ઊંચે દરજ્જેનો શોખ દેખડાવેલો છે, તે યુરોપખંડની કેટલીએક ઊંચા તરીકાંની બાંધણીઓ અથવા મોહોટ મોહોટી ઇમારતોની બરોબરી કરી શકેછે, એટલુંજ નહીં પણ તેમાંની કેટલીકોને ટકર મારે એવોછે.

નલદ્રુગથી નીજામ હેદરાબાદ જતાં રસ્તામાં આવતાં જુદાં જુદાં મથકો, મુસાફરી બંગલા, ટપાલની આફીસો તથા બળદ બદલવાનાં ઠેકાંણાં અને એક ઠેકાંણું બીજાથી કેટલું દુર છે તેના માઇલોની ટીપ.

| | | | |
|---|---|---|---|
| નલદ્રુગ સેકંદરાબાદથી | | ૧૫૮ | માઈલ. |
| હાલીયાબાદ.. | ,, .. | ૧૫૪ | ,, |
| જલકોટ.... | ,, .. | ૧૫૧ | ,, |
| દસ્તાપોર*... | ,, .. | ૧૪૮ | ,, |
| ઇયાનાગુર*.. | ,, .. | ૧૪૪ | ,, |
| દાલીમ.... | ,, .. | ૧૪૧ | ,, |
| એલી .... | ,, .. | ૧૩૭ | ,, |
| જકાપુર.... | ,, .. | ૧૩૫ | ,, |
| ઉમરગામ*.. | ,, .. | ૧૩૧ | ,, |
| થરૂરી†.... | ,, .. | ૧૨૭ | ,, |
| નલમોર*.. | ,, .. | ૧૨૧ | ,, |
| મનકાપોર*.. | ,, .. | ૧૧૬ | ,, |
| હલી...... | ,, .. | ૧૧૪ | ,, |
| મનથાલ†.. | ,, .. | ૧૧૩ | ,, |
| હસ્તાપોર*.. | ,, .. | ૧૧૦ | ,, |
| દોલદત્તી*.. | ,, .. | ૧૦૭ | ,, |
| થરૂલ્લા .... | ,, .. | ૧૦૪ | ,, |
| રાજસર* .. | ,, .. | ૧૦૨ | ,, |
| મલીયારી .. | ,, .. | ૧૦૦ | ,, |
| હોમનાબાદ†. | ,, .. | ૯૬ | ,, |
| કાપરગામ*.. | ,, .. | ૯૦ | ,, |
| તાલમરગી.. | ,, .. | ૮૬ | ,, |
| મંગલગીઈ*.. | ,, .. | ૮૪ | ,, |
| છોટાએકલી+. | ,, .. | ૭૯ | ,, |
| મરકુનડા ... | ,, .. | ૭૬ | ,, |

| | | | |
|---|---|---|---|
| બનગુર સેકંદરાબાદથી | | ૭૪ | માઈલ. |
| ચીમકપટી† .. | ,, .. | ૭૧ | ,, |
| સતવા* .... | ,, .. | ૬૯ | ,, |
| બડાએકેલી†.. | ,, .. | ૬૨ | ,, |
| રંમજોલી .... | ,, .. | ૫૯ | ,, |
| હુગાલી ..... | ,, .. | ૫૮ | ,, |
| દીગવાલ* ... | ,, .. | ૫૬ | ,, |
| ગુનદમકોઠુર.. | ,, .. | ૫૨ | ,, |
| કમકોલી† ... | ,, .. | ૪૯ | ,, |
| અકુર...... | ,, .. | ૪૪ | ,, |
| સદાશીવપટ†.... | ,, .. | ૩૮ | ,, |
| નંદીકંદી .... | ,, .. | ૩૬ | ,, |
| પેદાપુર ..... | ,, .. | ૩૪ | ,, |
| પોથલીપટી* .. | ,, .. | ૩૦ | ,, |
| કંદી†....... | ,, .. | ૨૮ | ,, |
| કોમલપંદ .... | ,, .. | ૨૬ | ,, |
| રૂદરારાંમ*.... | ,, .. | ૨૪ | ,, |
| મોથાનગીઈ .. | ,, .. | ૨૦ | ,, |
| પટનચેરૂ† ... | ,, .. | ૧૭ | ,, |
| રામચંદર પોર . | ,, .. | ૧૫ | ,, |
| ગંગારામ*.... | ,, .. | ૧૨ | ,, |
| મીયાપોર .... | ,, .. | ૧૦ | ,, |
| કુકરપટી..... | ,, .. | ૬ | ,, |
| બાલાનગર*.. | ,, .. | ૩ | ,, |
| સેકંદરાબાદ .. | ,, .. | ૦ | ,, |

સેકંદરાબાદ જે ઇંગરેજી હદમાં છે. તીહાંથી હેદરાબાદ શેહેર જે નીજામ હદમાં આવેલું છે તેમની વચે સાત માઈલનો અંતર છે.

---

* બળદ બદલવાની ચોકી તથા પોસ્ટ આફીસ.

† મુસાફરી બંગલા.

તા૦ ૨૬ મી ડીસેંબર—આ દીને નલદુંગથી રાત્રે ૯ વાગે ગાડીમાં બેઠા તે સહવારના ઉમરગામ આગળ ૬) વાગે જરાવાર વીસામો લીધો કેમકે આ જગાનું પાણી ઘણું સારૂંછે. આ ઠેકાણે રસ્તાની ડાબી બાજુએ હિંદુના શીવનું એક દેહેરૂં હમારી નજરે પડયું. હિંદુ ધર્મ પ્રમાણે તેમનાં કેટલાંએક દેહેરાંઓમાં તેમના દેવ તથા દેવીઓની અને તેમના સેવક તથા સેવકીઓની મુરતીઓ અને ચાત્રો નિરલજ આકૃતીમાં અને અનીતી ભરેલાં આસનમાં ભીંતો ઉપર અને એવી બીજી જગાએ ચીત્રેલાં અથવા કોતરેલાં હોય છે એ સરવ કોઈ જાણેછે. પણ એવી મુરતીઓ હીંયાં મુંબઈમાં હિંદુ શીવાએ કોઈ બીજી જાતના લોકની નજરે પડતી હોય એવું જાણ્યામાં આવ્યું નથી, જેનાં કારણો ઘણા હશે. એક તો અત્રેનાં હિંદુઓ ઇંગરેજી ધારા અને કાયદાથી વાકેફ છે કે આવી નાગી મુરતીઓ તેઓથી ખુલ્લી મુકાઈ નથી શકાવાની તેથી તેઓ છુપી જગાએ તેમને મેલતા હશે; બીજું કારણ એ કે મુંબઈનાં કેટલાક સમજુ અને અનુભવિક હિંદુઓ તેમનાં ધરમનાં એવાં નીરલજ તત્વો લોકમાં હોહો થઇ પડે હેવી રીતે જાહેર નહી પાડવા ઇછિતા હોય, તેથી આવી મુરતીઓ દેહેરાંઓમાં છુપી રાખી મેળતા હોય. ગમે એ કારણ હોય, પણ ઘણા હિંદુઓ તેમની પુજા કરે છે આ વાત કોઇથી ના પાડી નથી શકાવાની. આવી મુરતીઓ હિંદુસ્થાનના મધ્ય પ્રાંતોનાં દેહેરાંઓમાં ઠેકાણે ઠેકાણે જોયામાં આવીછે. તેનું વીગતવાર બયાન આગળ જણાવેલું છે. પણ આ નાહાનાં સરખાં ગામડાંમાં થોડાંક ઝુપડાં જોયામાં આવ્યાં હતાં તીહાં હમારી નજરે એવી નાગી અને નિરલજ આસને ઉભેલી મુરતીઓ પેહેલ વેહેલી પડી હતી. આ મુરતીઓ દેહેરાંની બાહારની ફરતી બાજુએ ભીત ઉપર તથા પથરની સેહેડીઓની બાજુએ જોયામાં આવી હતી. એક મુરતી એવી હતી કે દેવનો લીંગ તેનાં પુજારીઓ ચુમતા હતાં, બીજી તરફ પુજારીઓ લિંગ હાથમાં ઝાલીને નમસ્કાર કરતા પાડેલા હતાં. હમો એવી અસભ્ય બાબત આ પુસ્તકમાં વિગતવાર દાખલ કરવા અને તેનું બયાન કરવાને મુતલગ ચાહાતા નથી. પણ હિંદુ ધર્મમાં આવી વાત છે જે વાજબી છે અથવા ગેરવાજબી છે એ વીશે આ ઠેકાણે મુજાહેમત અથવા તકરાર કરવાનું પડતું મેલી, તે બીજાઓને જણાવા સારૂંજ માત્ર અત્રે એક ઇશારા તરીકે દાખલ કરવાની જરૂર સમજીએ છીએ. એ મુરતીઓની બેહાઈ ભરેલી રચનામાં આટલું પણ જણાવવું જોઇએ છ કે એવી મૂરતીઓમાં ફકત પુરૂશોનીજ મુરતીઓ

એવી રીતે દેખડાવેલીછે એટલુંજ નથી, પણ મદ્રાસ ઇલાકામાં "ઉન્ટામીટ" નામનાં ગામમાં શીવનાં એક મોહોટાં દેહેરાંમાં તો દેવદેવીઓનો એવો તો નઠારો, ભેળભાળ કરી નાખ્યો છે કે તે જોયાથી આપણને ખરેખર લજવાઈજવું પડેછે. આ વીશે આગળ વાંચવામાં આવશે.

બપોરના ૧૨ વાગે થરૂરી ગામના મુસાફરી બંગલામાં જઈ પોહોંચ્યા. આ ઠાણે જઈ પોહોંચતાં છેક બપોરનાં ૧૨ વાગા હતા. ભુખ એવી તો કડકડતી લાગી હતી કે તેથી હમારા સઘળાના પણ વાર વાગી ગયા હતા. પેહેલાં હમારી ભુખને શાંત કરવાનાં ઉપાય લેવાની હમોએ એકદમ ઘણીજ અગત જોઈ, તોએ પણ તે કરતાં બપોરનાં બે વાગાનો સુમાર થયો હતો. આ ઠેકાણે જોવા જેવું કાંઇ નહીંહોવાથી બપોરના ત્રણ વાગે આગળ કુચ કીધી. હીયાંથી નીકળેલા પાછલી રાત્રે બે વાગે મંથાલગામના મુસાફરી બંગલે જઈ પુગા; થંડી ઘણી હતી, તેથી ગાડીમાંથી ઉતરીને બંગલામાં ખાલી કોચ ઉપર સુઈ તાહાડે થરથરવાને બદલે ગાડીમાં બીછાંનાની હુંફમાંજ પડી રેહેવું હમને તથા હમારા કેટલાક મીત્રોને વધારે ગમીયું હતું.

**તા૦ ૨૭ મી** ડીસેંબર— આ દીને પરોઢીયામાં ઉઠી જે કંઈ કરવું ઘટતું હતું તે કરી બાહેર નીકલવા આગમચ કાફી તથા દુધ, મંથાલનું ફરમાસું માખણ તથા બેદાં અને રોટીનો નાસ્તો જલદી બનાવવાનો હુકમ હમારા મીત્ર શેઠ મંચેરજી તરફથી થયલો સંભળાયો હતો. આ નાસ્તો તઈયાર થાય તીહાંસુધી મંથાલનાં પરોઢીયાનાં દેખાવ ઉપર ચીત લગાડયું. આહા કેવો ગંભીર! તેની સાથે કેવો ખુશાનુમાં અને દીલ બાગબાગ થાય એવો દેખાવ દેખઇ રહ્યો હતો! વાંચનારના મનમાં આ પરોઢીયાંના દેખાવનું થોડુંક પણ જ્ઞાન આવવાને અત્રે શબ્દોમાં તેનું ચિત્ર આપવાની કોશેશ કરી છે, પછી તે કેટલે દરજે અધુરી થઈ હોય, આ વીશે હમો વાંચનારની મેહરબાની ઉપર આધાર રાખીએછ.

ઓરોહેનગેહની આ બેરી થઈ હોશબાંમીનો અમલ શરૂ થઈ રહો હતો. રાત્રની સીહાઇ દફે થઈ બામદાદની રોશની નીકલી રહી હતી; ખુરેશેદની તેજીથી સેતારાઓ બેમાલુમ થઈ ગયા હતા; આદમ જાત આદમ જાતનું નુર ચશ્મો ચશ્મથી જોઈ શકતું હતું; રાગ ભૈરવ પોતાનાં વખતે પોહોંચી "ઉઠો પ્યારે ભોર" આ રાગની ધુણીમાં મલસ્કાનું મધુર ગાયણ ગાતો રહેલો હતો; તેના મનોહારી રાગથી ચકિત થઈ, ચલીયાં, મઈના, મોર, કાક અને કોકીલા પક્ષી લાલ અને કલ્લોર કરી રહેલાં

હતાં; મોહબતથી દેવાના થયલાં ખુલખુલો, ખીલતાં ગુલોને ચાંચે ચાંચે ચુમતાં તરેવાર સવાલો પુછ્યાં રેહેલાં હતાં; માસુક ગોલાબને એક સખત સવાલ પુછાઈ રેહેલો હતો કે આવી ખુબસુરતી સાથે તારા દામાનમાં કાંટા કેમ લપટાઈ રેહેલાછે! ચંચલ મધુમાંખી, પોપટી, પતંગીયાં અને ભમરા પ્રફુલ્લિત પુષ્પો ઉપર એક છોડી બીજાં અને બીજું છોડી ત્રીજાં ઊપર વગર અટકવે ભમતા અને ચક્કર મારતાં પોતાનાં સ્વતંત્ર અને નીરદોષપણાનાં સુખમાં આનંદ પામતાં, ભણભણી રેહેલાં હતાં. આ સઘળાં પ્રાણીઓની પરોઢીયાંની લીલામાં તેમનાં સઘળાં કરતાં જે શ્રેષ્ઠ મનુષ્ય તે પણ સામેલ હતો. પણ તેની લીલા ઊંચે દરજજેની મનશકતીની મોજ ભોગવવામાં હતી. આ પૃથ્વી ઉપરથી તથા તેને લગતી સઘળી મીથ્યા બાબદો ઉપરથી તેનું મન વેગળું થઈ, તેને જીવતર આપનાર, જે ઇશ્વર તેની ઉપર લાગેલું હતું. તેના હોટમાંથી ખુશ આવાજે, પણ હળવે, હળવે હર! હર! હર! રામ! રામ! રામ! ઓ પરવર! પરવર! પરવર!— ઓ સાહેબ! ઓ દાદગર! આવા ગંભીર શબ્દો, ઇશ્વરસ્તુતી અને પ્રાર્થનાનાં નીકળતા રેહેલા હતા. મંથાલના જંગલમાં પણ આવા સમએ આવો આવાજ હમોએ એક એકાંત દેહેરામાંથી તીહાંનાં એક બુઢા જોગીનાં મોહોડામાંથી નીકળતો શાંભળીયો હતો. ખુદરતનો સઘળો દેખાવ તાજો, રળીઆમણો, પવિત્ર અને તેની સાથે ગંભીર લીલા ભરેલો દેખાઈ રહ્યો હતો; તેમાં તો જાણે ગર્ક થઈ જવા ગમતું હતું! ડુંગર, ટેકરીઓ અને કેટલેક સુત્રી ઓલી સપાટ જમીન ઉપરથી ધુમસ હજુ હજુ દુર થતો જતો હતો; ઝાડોનાં પાત્રાં ઉપર મોતી જેવાં દવનાં ટીપાં ઝલકી અને ટપકી રેહેલાં હતાં; ફુલો અને મોહોરોના મોહોડાં ઉઘડીને તેમાંથી લપટ અને પમરાટ છુટી સઘળાં જંગલમાં પસરી રહ્યો હતો. કેટલેક ઠેકાણે ફુલોનાં ઝુમખા વિચિત્ર આસને એક બાઈ એટલાતો નીચા લટકી રહેલા હતા કે જાણે તેઓ ઇચ્છતા હોય કે કીયારે "હમને તોડી લઇ માનવી તેના નાખ આગલ લઈ જાય, તેનાં મસ્તક ઉપર ધરે, અથવા ઈશ્વર આગળ હમને અરપણ કરે." આવાં ખરાં અને પવિત્ર સુખ આપનાર દેખાવમાં હમારૂં મન છક થઈ ગયું હતું! આહા! આ પરોઢીયાનું પુરતું બયાન કેમ થઈ શકે! વલી આ વખતે ઇશ્વર સાથે દીલ મળી ગયાથી આત્માને જે સુખ અને આનંદ થતો હતો તે જણાવાને તો હમને શબ્દોજ મલી આવી શકતા નથી. ખરેખર ઈશ્વરી સુખનું બયાન તે આ તકલીદાં કાગજ ઊપર, કમલ, સીહાઈ

અને ચામડાની જબાનથી નીકળતા શબ્દોથી કેમ થઈ શકે? આ છુપું સુખ આપણા મનમાં છુપુંજ ભોગવી શકશું! જેણે આ ભોગવીયું હશે તેજ એનું ખરા-પણું, પવીત્રપણું, અને મોહોટપણું જાણી શકશે! ઓ માનવી! આ પૃથ્વીનાં મિથ્યા તકલીફી સુખનો વીચાર થોડોવાર એક કોરે રાખી, પરોઢીયાંની બંદગીમાં કેવું ખરૂં સુખ છે, તેની જરા તપાસતો કરી જો!

થોડા વારમાં હમારૂં મન પાછું આ દુનીયાની બાબદો ઉપર લાગ્યું. હમારા એક મીત્રની પુછપરછનો આવાજ હમારે કાને પડયો. આ પુછપરછ હમારા પ્રવીણ મીત્ર ડાકટર ભાઉ સાહેબ કરતા હતા. આ વીદ્વાન મીત્ર, વગર થાકવે અને કંટાળવે, સઘળાં દીલ અને ઉલટથી જીહાં જીહાં ઉભા રેહેતા અથવા ઉતારો કરતા તીહાં પેહેલી પુછપરછ હીંદુ ધરમની પ્રાચીન બાબદો વીશે, તેના દેવલ, દેહેરાં, અને મુરતીઓ વીશે, અથવા તેના જુનામાં જુના પુરાણા લેખો, તખતી, સીક્કા ઇતીઆદી વીશે કરતા હતા. જેમ હમારા મીત્ર ભાઈ મંચેરજી દરેક જગાએ ઉતારો કરતાં સઘ-ળાનાં ભોજનને સરૂં પેહેલી પુછપરછ અને શોધ તે ઠેકાણાનાં દુધ, દહી, માખણ, તરકારી અને બીજી ખાવાની જીનસોને સારૂં કરતા હતા, તેમ બીજી તરફથી આ હમારા ધુંધી મીત્ર ડાકટર સાહેબ પોતાના શોધ કર્તા મનનાં ભોજન વીશે તલાસ અને ચોકાશી કરતા હતા. પ્રાચીન કાલની આ દેશને લગતી કોઇબી બાબદ મળી તો તે તેમના મનને એક ઉત્તમ અને પુષ્ટીકારક ખોરાક મલીઆ બરોબર હતું. રાત્રે ૧૨) વાગે ચાલુ મંજલમાં પણ કોઈ એવું કેહે કે આ ઠેકાણે પુરાણાં દેહેરાં છે, તો ડાકટરની ગાડી પેહેલી ઉભેલી જાણવી. મસાલો સલગાવીને રાત્રે તે ઠેકાણા ઉપર ઉતરીને તે જોઈ લેવું, અગર જો તે જગા વધારે ધીયાન પોહોંચાડવા જોગ માલુમ પડી તો રાત્રે તે ઠેકાણા ઉપર અટકી સહવારે તે ચોકસાઇથી ફરીને જોવી. આટલી ઇંતેજારી આ વીદ્વાન મીત્રમાં હમોએ જોઈ હતી. મંથાલના મુસાફરી બંગલામાં ડાકટરને ખબર મલી કે તે ઠેકાણે હીંદુઓનાં જુના દેહેરાં પડી ભાગેલાંછે, તેથી તે જોવાને સઘળા મીત્રોએ એકદમ ઠરાવ કીધો. જલદીથી નાસ્તો કરી લીધો. દુધ અને માખણનીતો તારીફજ નહી થાય; ગામડાંના ગાય ઢોરને મંથાલમાં એવો તો સારો ચારો મલી શકતો હતો કે હીયાં-નાં માંખણ, દુધ, દહી અને છાસની વખાણ થતી સાંભળી હતી. ઠંડી પણ સારી-પડતી હતી તેથી નાસ્તો સારી રૂચીથી કરયો હતો, "મંથાલનું માખણ અને દુધ."

એટલા શબ્દોની નોંધ હમારાં સ્મરણ પુસ્તકમાં જેવી કરી લીધી હતી તેવીજ નોંધ આ જીનસોની સઘળા મીત્રોએ તેમની જહરાગનીમાં પણ કરી લીધી હતી. નાસ્તો લઈ ઉલટ ભરીયા ચાલતા બાહેર નીકળ્યા. પણ જેવી ઉલટથી જોવાને બાહેર પડયા હતા તેવા સંતોષ પામી પાછા નહીં ફર્યા હતાં, કેમકે જે કાંઈ જોયામાં આવ્યું તે માત્ર ૫૦) વરસથી વધારે જુનું નહીં હતું, અને વલી તે સઘળું નજીવું હતું. બંગલાથી આસરે ૨॥ અઢી માઈલ દુર "અંબીલકુંડ" નામનું શીવનું દેહેરૂં જોયું. પરોઢીયાંની લેહેકી અને જંગલની ખુશબોથી જેટલું મન ખુશી થયું હતું તેટલું તે દેહેરૂં જોયાથી નહીં થયું હતું. અત્રે થોડીક ભાગેલી મુરતીઓ એણીગમ પેલીગમ રખડતી વેરાયલી પડેલી જોઈ હતી. આમાંથી ડાકટરે પ્રાચીન કાલની બાબદો વીશે શોધ કરનાર તરીકે પોતાના હક દાખલ કેટલીએક નાહાની નાહાની મુરતીઓ વગર હુકમે ઉપાડી લીધી હતી. આ નજીવી મુરતી ઉપર જેટલું ડાકટરનું મન અને ચીત્ત લાગેલું હતું તેના કરતાં વધારે ઈંતેજારીથી હમારૂં અચકચારૂં મન સફેદ બદનના તથા કાળાં મોહોડાનાં, દાહાડી અને લાંબી પુછડીવાળા વાંદરો, દુર ઝાડ ઉપર બેસીને હમુને ટીકી ટીકી જોતા હતા, તેમની સાથે ચેષ્ટા કરવા લાગું હતું. હમારા મનમાં ધારતી પડી કે રખેને આ હનુમાનનું લસ્કર જેમ રાવણની ઉપર સીતાને છોડવવા ઉલટયું હતું, તેમ પેલી ઉપાડી લીધેલી મુરતીઓ છોડવી લેવાને ડાકટર અને હમારી ઉપર તુટી પડે. પણ દાહાડી સાથે અકલ હંમેશ ભેળાએલી રેહેછે, તે પ્રમાણે આ હનુમાની ટોલાંએ પોતાના ખુદરતી ચાળા અને ચેષ્ટા કરવાની ચાલ છોડીને, ઘણુંજ ડાહાપણથી સેતાન ડાવો કરીને ઝાડની છેક ટોંચ ઉપર ચઢી બેસવું વાજબી જાણીયું હતું, અને તીહાંથીજ ઘણા ગંભીર દેખાવે હમુને જોયા કીધું હતું; જેમાં હમને એવું લાગ્યું હતું કે પ્રાચીન કાળના હિંદુ ધરમનો નાશ થયાથી હવડાં આગ્નાનપણે હિંદુઓ હનુમાન (વાંદર) ની પુજા કરેછે, આ ઘણુંજ ખોટું અને તિરસ્કારિક કર્મ છે, એથી ઈશ્વર ભારે કોપાયમાન થાયછે, અને હાલ વાંદરો ઘણું કરીને માણસને જોઈ છેક ઉંચે ઝાડ ઉપર અથવા કોઈ બીજી જગા ઉપર તિરસ્કારથી નાહાસ ભાગ કરી જાયછે, તેનું એજ કારણ છે. આ ગંભીર અને ચાનક આપે એવો દેખાવ જોઈ હમારાં મન ઉપર ઘણી મજબુત અસર થઈ હતી. પણ સઉથી મજબુત અસર ડાકટર ભાઉનાં બે હિંદુ ચાકરો ઉપર થઈ હતી, અને તેઓએ ડાહાપણથી તેજ વેળા નિશ્ચય કીધો

હતો કે હવે પછી હનુમાનની પુજા કરવી નહી! અને તેમને કેટલાંએક વેહેમી હિંદુઓ લાડુ વીગરે ખવડાવેછે, તથા કેટલાએક હિંદુઓ તો જેમ ગોકળ અને બીંદ્રાબીન તથા મથુરામાં વાંદરાની નીયાત જમાડેછે તેમ કદાપી કરવું નહીં! વાંદરો પછવાડે હિંદુઓ ધરમની ગેરસમજણથી કેટલા પૈસા ખરચેછે, અને તેઓ એવા ખરચ કરવાને કેવા ફીદા ફીદા થઈ ગયલાછે તેનું બયાન, મથુરા, બીંદરાબીન અને ગોકળ તરફનો અહેવાલ વાંચ્યાથી માલુમ પડશે.

અંબીલકુંડથી ઉત્તર તરફ આસરે ત્રણ માઈલિ દુર "ઉમનાપુર" કરીને એક બીજું ગામડું છે તીંહાં માત્ર એક મોહોટી આસરે ૮ ફુટ ઉંચી, ૭૫ ફુટ પોહોળી અને ૨) ઇંચ જાડી ગણપતીની પથરની મુરતી જોયામાં આવી હતી. તે સઘળી સીંદુરથી ભરેલી હતી, અને તેની આસપાસ બે ચાર નાગી મુરતીઓ હતી તેઉપર પણ સિંદુર ચોળેલું હતું. હીયાં કંઈ પણ નવું, અથવા નવાઈ જેવું જોવાનું નહીં હતું, તેથી બપોરનાં ૧૧ વાગે મંથાલનાં મુસાફરી બંગલામાં પાછાં આવ્યા, અને જોકે માખણ સારીપેઠે ખાધેલું હતું તોએપણ ભુખે પાછો હુમલો કીધો હતો. રસ્તાની બાજુએ સેરડીનાં ખેતરો હતાં, તીહાંનાં કામ કરતા ખેડુતો પાસે હમોએ સેરડી માંગી, પણ તેઓએ તે આપી નહીં, કેમકે જીલ્લાઓમાં રસ્તે જનારા ઘણાક સાહેબ લોકને જારે ભુખ અથવા તરસ લાગેછે તારે આસપાસની હરેક ચીજ મુફત લઈ લેવાનો તેમને સરકારથી જાણે હક મળેલો હોય, એવું આ દેશનાં બીચારા કેટલાક અજ્ઞાની ખેડુતો સમજેછે. હમોએબી સેરડી મુફત અને જબરીથી સાહેબ લોકની કાણી લીધી હતેતો હમને પણ ઉપર જણાવેલા સરકારી તો નહી પણ આકાશના ચંદ્રમાંથી મળેલા હક પ્રમાણે મળી શકતે. પણ એવું હમોએ કરવું વાજબી નહીં ગણી ખેડુતોને આ વીશે ખુલાસાથી સમજણ આપી હતી, તથા ઉપર જણાવેલો હક તદન ખોટો હતો એ વીશે તેમને સમજાવીયું હતું અને સેરડીનું દામ આપીયું, તેથી તેઓ પોતાને તે દીવસે ભાગ્યશાલી સમજીયા હોય એવું હમને લાગું હતું.

બપોરનાં ૧૧ વાગે મુસાફરી બંગલામાં આવીને ખોદાની આપેલી બખશેસો ઉપર સારીપેઠ નેયામત ગુજારી કીધી અને તેથી તનદરોસ્ત થયા. પાછી કુચ કરવાની તેયારી થઈહતી, એવામાં હમારા મીત્ર ડાકટર સાહેબ જેવણનાં મનમાં પેલી શોધોનો ખયાલતો રમીજ રહેલો હતો, તેઓએ આવીને ખબર આપી કે

"મારા વાંચવા તથા સાંભળવામાં એવું આવ્યુંછે કે "કલ્યાંણી" કરીને આગલા વખતમાં હિંદુઓનું એક મોહોટું શેહેર હતું, તે હવડાં ખીસ્માર હાલતમાં આવી પડેલુંછે; પણ એક વખત હિંદુ રાજાઓની આ એક મોટી રાજધાની હતી, વીહાં આપણે જઇશું તો અલબતાં જાણવાજોગ કાંઈ જુની નીશાણીઓ, લેખો, વીગરે કંઈપણ કદમ જોવામાં આવી શકશે." એટલા સારૂ તે શેહેર તરફના રસ્તાની પુછપરછ ડાકટરે કરી રાખી હતી. એ વીશે એવું જાણવામાં આવ્યું હતું કે મંથાલથી હેદરાબાદ જતાં એક આડ રસ્તો આવેછે, તે રસ્તે કલ્યાણી જવાઈ શકાયછે, અને મંથાલથી કલ્યાણી જવાને માત્ર ૪ કલાકનો રસ્તો છે. ડાકટરની ઉલટને સઘળા મીત્રો હંમેશ ઉત્તેજન આપતાજ હતા, તેથી તુરત તેમની વાત કબુલ રાખી કલ્યાણી જવાનો ઠરાવ કીધો.

ઉપર જણાવેલાં કલ્યાણી શેહેર વીશે થોડી ઓળખ અને બયાન વાંચનારને આપવાની જરૂર છે, આ ઉપરથી માલુમ પડી આવશે કે પાધરો રસ્તો મુકી આડા ગયા હતા તે વગર કારણે નહીં ગયા હતા.

કરનાટક અને માહારાષ્ટ્રની સરહદ ઉપર બેદર નામનું શેહેર છે. તેની પશ્ચીમે કલ્યાંણી શેહેર આવેલુંછે. કલ્યાણી શેહેરમાં "ચાલુકય" જાતના રજપુત વંશના રાજાઓ ઈસવી સનના ૧૦ માં સેંકડાની આખેરીથી ૧૨ માં સેંકડાની આખેરી સુધી રાજ ચલાવી ગયાછે, એવું લેખો ઉપરથી માલુમ પડેલુંછે. આ રાજાઓએ ચોળ અને ગુજરાત લઈ લીધાં હતાં, એવું પણ એક લેખ ઉપરથી માલુમ પડયુંછે. આખા માહારાષ્ટ્ર દેશ ઉપર અને તેલંગણનાં પશ્ચીમ ભાગ ઉપર તથા છેક નર્મદા નદી સુધી આ રાજાઓની હકુમત ચાલતી હતી. આ વંશમાંના એકની સાથે ચૌરે વંશની વારસ છોકરીનાં લગ્ન થયાથી ગુજરાત તેને મલ્યું હોય એવું લાગેછે. છેલ્લે ચાલુકય રાજાને તેનાં વજીરે ઉઠાડી મેલી તેની ગાદી છીનવી લીધી. આ વખતે "લીંગાયત" જાતનો એક ધરમ જનુની ટોલો પગજોર થયલો હતો, તેમાંના કેટલાએકોએ પેલા વજીરને કતલ કીધો અને અંતે આવું બનીયું કે આ રાજ દેવગીરીનાં યાદવોનાં હાથમાં જઈ પડયું. આજે કલ્યાંણી ફકત નાહાનું સરખું ગામ થઈ ગએલુંછે જે નીજામ હેદરાબાદનાં તાલુકામાંછે, અને તાંહાં એક નવાબ હાકમી ચલાવેછે. રૈયતનો ઘણોખરો ભાગ મુસલમાનોછે

અને બાકીનાં હિંદુઓછે.* એ શેહેર અથવા ગામની બીજી વીગત આગળ વાંચવામાં આવશે.

મંથાલથી બપોરના ૧ વાગે જમીને નીકળ્યા તે ત્રણ વાગે પેલા આડ રસ્તા આગળ આવી પુગા તીહાંથી આડ રસ્તો ડુંગરની ખીણમાંથી ચાલેલોછે. આ ખીણમાનો રસ્તો ઘણોજ વાંકો ટીકો અને ઢેકાંઢલીયાં વાળો છે, તેથી હીયાંથી ગાડીમાં બેસી ધક્કા આચકા ખાતાં જવાને બદલે ચાલતાં જવું અથવા ઘોડા ઉપર બેસીને જવું બેહેતર છે. હમારામાંના કેટલાંએકનાં હાડકાં સારીપેઠે દોદરાં થયાંપછી તેઓ મુંગા મુંગા ઉતરી ચાલવા લાગા હતા. પણ ભારી શરીરથી વાંકી ચુકી જગાએ ચાલી હાથ પગ ભાગવાની ધાસ્તી હમારા એક દોસ્તને લાગાથી તેવણે ગાડીમાંજ બેસી રહી તેની અંદરજ સારીપેઠે દોદરા થવું વધારે સલામતી ભરેલું ધારયું હતું. તેવણે પોતાનાં શરીરને ઇજા નહી પોંહોંચવા દેવા સારૂ થઈ તેટલી તરેહવાર યુક્તીઓ કીધી હતી; ગોદડાં તળે કમાનને ઠેકાણે સારીપેઠે દાબી ચાંપીને ઘાસ ભરયું હતું જે કમાન કરતાં વધારે ઉપયોગી થઈ પડયું હતું; ગાડીમાં આસપાસ તકીયાતો ચાંપ્યા હતા. અને થઇ તેટલી સઘળી ગોઠવણ શરીરના સંભાળ સારૂ કીધી હતી; તોએપણ ખુદરતની અડચણો આગળ માણસની યુક્તીની ઠઠ્ઠા મશકરી થઈ હતી. બે કે ચાર આંચકા ખીણની એક ઉતરણમાં એવાતો લાગા હતા કે હમારા મીત્રનું ગોદડું કીહાં અને તકીયા કીહાં, અને ગાડીની અંદર જેમ એક ડરો વાંકી ચુંકી જગો ઉપર ગગડે તેમ અંદર એણીગમથી પેલીગમ સઘળું ગડગડવા લાગ્યું, અને હમારા મીત્રે પોતાની સામે જે માણસને મજબુત પકડીને બેસવા કહ્યું હતું તેની સાથે રખેને એકુ ટક્કર લાગીને માથું ફુટે તેથી તે માણસને જલદી ઉતારી પાડી ચલાવ્યો હતો અને ત્યારપછી પોતે કંમર ઉપર રૂમાલ બાંધી બંને હાથે ગાડીની બે બાજુ મજબુત પકડીને અક્કડુ કુડે બેસી જે આપદા તેમની ઉપર પડતી હતી તેને શરણ થઈ એહેવા તો જબરદસ્ત આંચકા સોસતા હતા, કે કોઈવાર ગાડીવાળાનાં દીલ ઉપર ધસી આવતા અને કોઈવાર ગાડીના પાછલા ભાગ ઉપર ગગડી જતા હતા. આ રમુજી દેખાવ જોઇને જેવી હમોને મજાહ પડતી હતી તેવી તો વાંચનારને નથી પડવાની. ગાડીના દરેક ગડ-

---

* એલફિન્સ્ટન ઇંડિયા વાલમ ૧ લું પાનુ ૪૨૪ મું.

ગડતા આંચકા સાથે તેમની એકેક બુમ તરેવાર સંબોધનના રૂપમાં સંભળાતી હતી, અને તે વખતે હિંદુસ્થાનની પ્રાચીન ખાખદોની શોધ ઉપર જે જે ખબરા પણ ખુશ ઠીકા આ હમારા આંચકા ખાતા મીત્રે કરી હતી, તે નીરદોષ ભાષણનું વર્ણન હમારા પ્રવીણ મીત્ર ડાકટરથી અથવા હમારાથી થઇ શકતું નથી. હમુને તેની યાદ આવેછે ત્યારે એવી ઉલટ છુટેછે કે ફરીને પાછી આવી મુસાફરી ખચીત તેમની સાથે કરવી પ્રમાણછે. દુખની પછવાડે સુખ હંમેશ તૈયારજ હોયછે, તેમ અમારા ભલા મીત્રના શરીરની ખીણમાં સારીપેઠે ચંપી થયાથી તેવણને એક ફાએદો એ થયો હતો કે જારે કલ્યાણી પોંહોંચ્યા પછી રાત્રે નવાખી ખાણાના સુફરા ઉપર બેઠા હતા (કલ્યાંણીમાં ટેબલ ખુરશીના વાખા હતા) તે વખતે હમારા મીત્રે થોડીવારમાં સુફરા ઉપરની સઘળી નીયામતો ઉપર એવો તો હાથ, પેટ પસવારી પસવારીને લંબાવ્યો હતો અને એવીતો જબરી ભુખે સઘળી વાનીઓ સેરવી હતી કે તે એક જોવા જેવો દેખાવ બની રહયો હતો અને કલ્યાણી તરફની મુસાફરી સઘળાના કરતાં તેમને વધારે ફળી હતી.

પાછલા પોહોરના ૩ા વાગે કલ્યાણી સેહરને પાદરે જઈ પુગા તીહાં એક મોહોટું ખુદરતી સરોવર લાલ રંગના પાણીનું નજરે પડયું. ગામના લોક તેમના વાપરવાને સારૂ આ સરોવરમાંથી પાણી લઈ જતાં હતાં. પાણી હાથમાં લઈ જોતાં તે સાફ કાચજેવું નીર્મળ માલુમ પડતું હતું, સ્વાદમાં તે જરા ખારચું હતું. હમારી સાથના એક મીત્રે "રેડસી" (લાલ સમુદ્ર) જોયો હતો તેવણે હમને જણાવ્યું કે આ સરોવરનાં પાણી ઘણાખરાં તે સમુદ્રના જેવાં દેખાતાં હતાં. આસપાસ જોતાં માલુમ પડયું કે એક નદીનું પાણી આ સરોવરમાં ઉતરતું હતું. સરોવરના તલીયાંમાં લાલ મટોડી છે, તથા નદીનાં પાણીમાં ડુંગર અને ટેકરીઓ ઉપરની લાલ મટોડી ખેંચાઈ આવેયાથી, પાણીનો રંગ લાલ દેખાતો હતો. કલ્યાણીમાં બે ત્રણ ઠેકાણે આવાં સરોવર હમારા જોયામાં આવીયાંછે.

શેહેરને પાદરે હિંદુઓનાં ભાંગી પડેલાં દેહેરાં તથા મુરતીઓ ઘણીછે. એમને ભાંગી પડવાને આસરે ૫૦૦ થી ૬૦૦ વરસ કેહેવાયછે, તોપણ કેટલીક મુરતીઓ આખી ને આખી અને જાણે આજે નવીજ બનાવી હોય એવી જોઇ હતી. તેમાં શીવની મુરતી તાનડેવના રૂપમાં એક મોહોટા કાળા પથરમાં એવીતો સુંદર અને વળી નકસીકામ સાથે બનાવેલી હમોએ જોઈ કે તેને યુરોપખંડનાં અથવા કોઈ પણ ઠેકાણાં

ઊપરનાં સંગ્રહસ્થાનમાં મુકી હોય તો તે તીહાં ભારી શોભા આપનારી એક વસ્તુ થઈ પડે. તેને ઉઠાવી સાથે લઈ જવા સઘળાની ઇચ્છા થઈ, અને તે જો નાહની હતે તો ખચીત તેને ઉઠાવી લઈ જવા હમો પછાત નહી પડતે. પણ આ મુરતી ઘણીજ મોહોટી અને ભારી હોવાથી, આવા ભારી દેવને હમારી નાહાની નબળી ગાડીમાં બેસાડતાં કદાચ ગાડી ભાંગી પડે એટલા ઉપરથી તેને તેજ ઠેકાણાં ઉપર રાખવાને તેને સારૂ વધારે માન ભરેલું હમોએ જાણીયું હતું.

આ ઠેકાણા ઉપર આગળા વખતમાં મોહોટ મોહટાં દેવલો, દેહરાં હશે એવું તીહાં બેસુમાર ભાંગી પડેલી મુરતીઓ ઉપરથી ધારીયામાં આવેછે. જોકે ઘણા હીંદુઓ પોતાના ધરમ ઉપર ચુસ્તછે, અને તેમના દેવ તથા દેવીઓની મુરતીઓને બહુ માન આપેછે, તોઓપણ આ ઠેકાણે એટલીતો મુરતીઓનો જમાવ થયલો હતો કે તીહાંના રેહેવાશી હીંદુઓએ આ મુરતીઓનો એક ઘણોજ સારો અને બરોબર ઉપીયોગ કરીયો હતો. તે એ પ્રમાણે કે તેમના ઝુંપડાંઓની આસપાસ બચાવ સારૂ પથરના જે ગડકા ભરી લીધા હતા તેમાં આ મુરતીઓનાજ પથરો કામે લગાડી દીધા હતા; તેમના મનમાં એવો વીચાર હોય કે હમારાં દેવો અમસ્થા જમીન ઉપર વીખરાએલા પડેલા ઠોકર ખાય તેના કરતાં બેહતર કે ગડકામાં આદરમાનથી બેસીને હમારા ઘરની જાલવણી કરે અને દીવસના, બપોરે, રાત્રે અને હર વખતે તેમના દરશણ વારંવાર થયાજ કરે, તો આથી મોટું પુન બીજી કહી યુકતીથી થઈ શકવાનું. ગમે હેવો વીચાર તીહાંના લોકનો હોય, પણ આટલી વાત તો સાચી હતી કે આવું કીધાથી બીચારા ગરીબ લોકને ગડકા બાંધવાને પથર લાવવાનો ખરચ નહીં લાગો હતો, અને વીખરાએલી મુરતીઓને જાલવી રાખવાનો આ એક સારો ઉપાય તેઓએ કામે લગાડીયો હતો. આ ભાગી પડેલાં ગામડાંને "હલી" નામથી તીહાંના લોક બોલતા હતા; અને આ ગામડાંનું પાણી સેહરના સઘળા કુવાના પાણી કરતાં ઘણુંજ સરસ હતું.

હીયાંથી પાંચ વાગે સાંજના કલ્યાણી સેહર જઈ પુગા. તેનો દેખાવ અંદર જતાં આપણા કોઈ નાહાના ગાંમડાં જેવો દીસ્તો હતો. ખબર કાહાડતાં માલુમ પડયું કે આ ઠેકાણેનો હાકમ તો કોઈ જીહાંપનાહ તાડની ઉંચાઈ ઉપર ચઢી બેસવા લાયક દરજાવાલો નવાબ હતો. તોએ પણ આ બશારીકની મુલાકાત લેવાનો વીચાર કીધો. ગાંમડાની પાદરથી એક માઈલ છેટે કીલ્લો છે, તીહાંસુધી હમો એક દોસ્ત

સાથે આગળથી જઈ, નવાબ સાહેબ ઉપર પેગામ મોકલીયો કે તેમની મોલાકાત લેવાને હમારા મીત્રો પાછળથી આવેછે. કિલ્લાના દરવાજા આગળ જઈ પોંહોંચ્યા પછી ઉપર જણાવીયા પ્રમાણે અંદર ખબર મોકલી કે મુંબઈ શેહેરથી કેટલાએક ગ્રહસ્થ મુસાફરો કલ્યાણી ગામ જોવાની ઇચ્છાથી અત્રે આવ્યાછે, અને નવાબ સાહેબની મુલાકાત લેવાની ઘણી આરજુ રાખેછે; અને અત્રેથી જલદી પાછા કુચ કરી જનારછે, માટે જો મુલાકાત હવડાં થાય તો મોહોટી મેહેરબાની અને નવાજેશ થયલી ગણારો. પણ આ સઘળી સલુકાઈ અને આપેલું આદરમાન કોણને આપ્યું હતું, એ વીશે હમને તે વખતે કાંઈ ખબર હતી નહીં. પણ હમારા પેગામનો જવાબ જારે હમુને મળ્યો તારે હમુને માલુમ પડ્યું, કે કાંદા ઉપર કસ્તુરી લગાડીયામાં આવી હતી. હમુને જવાબ મળ્યો કે જીહાંપનાહ નવાબ સાહેબ એક કલાક થયો જનાનખાનામાં ગયા છે અને તીહાંથી પાછા નીકળવાની વકી બીજે દાહાડે સુરજ ઉગે તીહાંસુધી નહી હતી. હમો નહી કહી શકતા કે આવો જવાબ નવાબે પોતે મોકલાવ્યો કે તેની આસપાસવાળાઓએ આપીયો હતો, એનો જોખમ હમો હમારે સર લેતા નથી. બેવાર હમોએ અરજ મોકલી હતી અને બેવાર માણસ પાછું આવ્યું હતું કે હવે રાત્ર થઇછે તેથી નવાબ સાહેબ આગળ કોઈથી સંદેસો લઈ જવાય નહી. કેટલાકોથી વળી એવું પણ સાંભળ્યું કે નવાબ સાહેબ રાત્રે પોતાની કચેરી ભરેછે, એટલા ઉપરથી તે વખતે મુલાકાત નહી થઈ શકે એવું હતું. કચેરી ભરી નવાબ સાહેબ શું શું માહાભારત રાજદરબારી મસલહત અને તકરાર કરતા હશે એ વીશે તો હમારીથી કંઈ કેહેવાઈ શકાતુંજ નથી, કારણ જીહાં હમારી મોલાકાતજ નહી થઈ શકી તારે હમો વધારે આ નવાબ વીશે શું બોલી શકીએ. થોડીવાર કિલ્લાના દરવાજા આગળ ખોટી થઈ પાછા ફરયા હતા, તેવાંમાં હમારી પછવાડે એક સીપાઈ કિલ્લામાંથી આવ્યો, અને હમને કહ્યું કે ઉતારો કરવાની જગા છે તીહાં ઉતારો કરો, તમારી સંભાળ રાખ્યામાં આવશે. આ ઠેકાણે હમો આટલું બોલું કરીને જણાવવા માગીએ છેએ કે કલ્યાણીજેવાં નાહાનાં શેહરમાં અર્ધા કલાકમાં ખબર પડી ચુકી હતી કે કોઈ આબરૂદાર દુરદેશી ગ્રહસ્થ મુસાફરો આવ્યાછે; ગામના લોક બાહાર નીકલીને જોવા આવ્યાં; ફોજદારને પણ ખબર પડી, અને એ ખબર શું નવાબના કાન ઉપર છેક રાત્રના ૯ વાગ્યા સુધી પણ નહી ગઈ હોય એ હમો માની શકતા નથી. હમો

હીંમતથી બોલીએ છીએ કે નવાબને સારીપેઠે ખબર પડી હશે કે કોઈ ગ્રહસ્થ મુસાફરો તેના ગામમાં આવ્યાછે પણ હમારી સાથ મોલાકાત કરવાને તેને ગમીયું હોય એવું હમુને મુતલગ નજર નહી આવીયું હતું જો મોલાકાત લેવાની મરજી હતે તો સહવારે મળવા ભેટવા વીશે હમુને પાછો જવાબ કેહેવાડીયો હતે, પણ આ સઘળી ચુપકીદી ઉપરથી એવું માલુમ પડયુંછે કે જે હાલતમાં કેટલાએક નવાબો પોતાની હાકમી કરેછે અને વખ્ત ગુજારેછે તેઓ તે કેવી રીતે ગુજારેછે આ વાત પારકાને જણાવા તેઓ લજવાયછે. માટે એ વીશે તેઓ ઉપર તેમના ધણી અથવા માલેકોએ અચ્છી ચોકાસી રાખવી જરૂર છે. સારા કામદાર અને કારભારીઓથી પાદશાહાઓને શોભા અને માન મળેછે; નઠારા અને આળસુ કામદારોથી નેક પાદશાહાઓને બદ બોલાયછે.

આગળ કહ્યું તેમ, ઉતારાની જગો ઉપર હમને એક ભોમીઓ લાવ્યો. આ ઉતારાની જગો એક ઉજડ પડેલી મસજીદ હતી, તીહાં રાત્રે ૭ વાગે હમે સઘળાઓએ ઉતારો કીધો. શેહરનાં કોટવાલ તરફથી જુજવી મદદ ઘાસ લાકડાંની મળી હતી, તેમાં બાર મણ તેલે અંધારાં જેવું હતું. ઘાસનાં પૈસા હમારી પાસેથી લીધા હતા, તે કોણે લીધા હતા? કોટવાલનાં સીપાઈએ કે ઘાસવાળાએ તે ચોકસ કહી સકાતું નથી. લાકડાં મળ્યાં હતાં તેબી હાલહવાલ હતાં; મુંબઈનાં મછીમારો અથવા નવઘણીઓ ઉજાણી કરવાને એથી વધારે મોહોટી અને સારાં લાકડાંની ભારી લઈ જતા હશે. પૈસા આપતાં પણ મરઘી, બેદાં પુરાં મળી શકયાં નહી હતાં; ગોસ્ત બીજે દીને મળયું હતું, તે પણ કંઈ વખાણવા જોગ નહી હતું; ઘી, મોહોડામાં લાગે એવું હતું. પાણીતો છેક એક માઈલ દુર હલી ગામડાંથી મંગાવવું પડયું હતું. સારામાં સારી ચીજ માત્ર પાણી સીવાએ બીજી કોઈ નહી હતી. રૈયત મુફલીસ હાલતમાં, અને ઘણોખરો ભાગ મુસલમાનનો હતો, બાકીનો ભાગ હિંદુઓનો હતો. ઘરોની બાંધણી ઘણુંકરીને શોલાપોરના ઘરો જેવી, છાપરાંને ઠેકાણે ધાબાંવાલી હતી. હિંદુ રૈયતની હાલત ઘણુંકરીને મુસલમાનોની હકુમત તળે દબાયલી રેહેછે તેવી જણાઈ હતી, અને તેઓ સ્વતંત્રપણે તીહાં રહેલા હોય એવું નહી દેખાયું હતું.

રાત્રે ૮ા વાગે હમે સઘળા જમવા બેઠા, જે કંઈ તે વખ્તસર મળી આવ્યું તે

ભર ઉલટ અને પુર શુકરથી નેયામત કરી તંદરોસ્ત થયા. જમી રહ્યા બાદ રાતે સારીપેઠે આરામ કરવાની તજવીજ કરવામાં હમો સઘળાનો કેટલોક વખત રોકાયો. ઠેકાણે ઠેકાણે મુસાફરી બંગલે મુકામ કરતા હતા તીહાંતો એક બે કોચ, ખુરશીઓ વીગેરે આસાએશ કરવાનો સરસરંજામ મળી આવતો હતો, તેને બદલે આ કલ્યાણી શેહેરમાં જીહાં નવાબ સાહેબે હમને ઉતારો કરવાનો મકાન આપીયો હતો, વીહાં એક બાંક અથવા પાટલો વટીક પણ નહી હતો, તેથી હવે આરામથી રાત ગુજારવાને થાય તેટલી સઘળી યુકતી કરવાની હમને ફરજ થઈ પડી હતી. રાત્રે ઘણી થંડી લાગી હતી, અને પારાની શીશી ૬૫ ડીગરી (અંસ) ઉપર ઊતરેલી હતી, તે ઉપરથી ઊઘાડા એટલા ઊપર આરામ કરવાનું જરા વીચાર જેવું થઈ પડયું હતું; પણ માણસની ઊલટ આગળ સખત ગરમી અથવા સખત થંડીની અસર તસું ભાર ગણી શકાવાના ! આ વખતે દરેક શખસે પોતપોતાની અકલ પ્રમાણે પોતાને સુખ કરવાને તજવીજો કીધી તે એવીતો હતી કે એથી જેટલી રમુજ અને ચાનક મળી તેટલો વખત પણ જલદીથી કપાઈ ગયો હતો. કોઈએ એવો વીચાર કીધો કે ગાડીમાં આરામ કરવું બેહેતરછે, પણ જરા લાંબો વીચાર કરયા વગર જલદી અંદર જઈને લાંબો થઈ સુતાં તેની ગાડી ઊલારી ગઈ હતી; બીજો શખસ ગાડીનાં ઢાલ તરફ માથું કરી સુતાં હેઠળ સરી પડયો હતો. આ બે શખસોએ આ વખતે મેળવેલા અનુભવ ઊપરથી જાણીયું હતું કે મુસાફરી કરવાનાં ગાડાંમાં આરામ કેવી સંભાળથી કરવો જોઈએ. જોતર આગળ ઘોડી મુકીને, તેમજ ગાડાંની આગળ પાછળ ટેકો ગોઠવીયા સીવાએ ગાડું બરોબર ઉભું રેહેવાનું નથી. ગાડામાં સુતી વેળા બીજી બાબત ધ્યાનમાં રાખવા જોગ આ છે કે સઘળા ગાડીવાળા ઘણુંકરીને ગાડીની હેઠળજ બીચારા જમીન ઉપર સુઈ જાયછે, તેથી અંધારામાં ગાડી ઉપર ચઢતી અથવા ઉતરતી વેળા તે બીચારાઓ ઘણી વખત આપણા પગતળે ચંપાયછે, અથવા તો, તેઓ ચઢવા ઉતરવાનાં જાણે પગથીયાં થઈ પડેછે. તેઓ એટલા તો અસાવધ ઉંગાએછે કે અજાણતાં તેમનાં શરીર ઉપર આપણ પગ મુકીને ગાડી ઉપર ચઢયા કે ઉતરયા હોઇયે તોએપણ તેઓ કદી જાગીને ઉઠતા નથી; ઘણું થાય તો તેઓ ઉં કરીને એક કેડ ફરીને બીજી કોરે પાછા જેવાને તેવા ઉંગમાં પડી રેહેછે. સુવાનાં બીછાનાની કરેલી તરેવાર યુકતીઓમાં હમારા જરમન

મીત્રની ગોઠવણ સઘળા કરતાં સરસ થઈ હતી. પોતાની કોથળીમાંથી કંતાનની એક ઝોળી કાહાડી તેના બંધે છેડા મસજીદનાં ગોલ થાંભલા સાથે બાંધ્યા અને તેમાં હીંચકા આવે એવું ખરેખર નરમ બીછાંનું કીધું. એ. જોઇને હમે સઘળાએ તેની અકલ અને સમયયુક્તિની વખાણ કરી હતી, અને એક ચેતવણી લીધી હતી કે મુસાફરીમાં આવી એક ઝોળી સાથે રાખવી ખરેખર અગતની ચીજ છે. હમણાનાં વખતમાં એવી ઝોળી કરતાં સરસ સગવડ ભરેલાં હવાનાં બીછાંના, તથા લોહોડાંનાં બગલમાં મારીને ઉચકી ચાલી શકીએ એવાં નાહાનાં કોચો તથા પલંગો મળી શકેછે, તોએપણ તે વખતે હમારા મીત્રે પોતાને સારૂ કીધેલી સગવડ બીજાઓ કરતાં ખરેખર સરસ ઠરી હતી. પણ જેવો લાયક સરંજામ તેને મળી આવ્યો હતો તેવી લાયક રીતે તે મીત્રે તેનો ઉપયોગ કરવામાં ગફલત કરી હતી તેથી જેમ પેલા બે મીત્રોનો ગાડીમાં સુતી વખતે જે રમુજી દેખાવ થયો હતો તેનાં કરતાં સરસ અમારા આ જરમન મીત્રનો દેખાવ જોયામાં આવ્યો હતો. થાંભળા સાથે પોતાની ઝોળી બાંધીને મનમાં મધન થઈ તે મીત્રે હમને કહ્યું કે "મારૂ બીછાનું બીજાઓનાં બીછાનાં કરતાં કેટલું આરામ ભરેલુંછે! જેઓ ભોય ઉપર સુતાછે તેમને કદાચ સરદી લાગે, તેમના હાડકાં દુખે, જેઓ ગાડીમાં સુતાછે તેમને કેટલી અડચણ ભોગવવી પડીછે, પણ આ ઝોળીનું બીછાનું કેવું જમીનથી અતરંગ તથા રૂ જેવું નરમ! અને જેમ નીરદોષ બાળ-કને હળુ હળુ હીંચકો નાખી સુવાડીએછ તેમ મહને એ હવડાં હુંગમાં મુકસે એવું થયલુંછે! હમે એકમતથી આ બાબદમાં હમારા મીત્રને ખરેખર સઘળાના કરતાં વધારે ભાયગસાળી કહયો હતો. આ બોલવું સાંભળીને હમારો મીત્ર ઘણોજ ખુશી થયો, અને પોતાની જુની પુરાણી ઝોળીની ઘણી તારીફ કીધી, તથા તેનાં આવરદા લાંબા રેહે એવી દુઆ કીધી! ખુશાળ થઈ હમે સઘળા એક-બીજાને સુવા જતી વખતની સલામ અલેકુમ કરી ફારેગ થયા અને દરેક મીત્રે પોતપોતે બનાવેલી આરામ કરવાની જગા પકડી, તેવામાં ધંમ દઈને એક આવા-જ થયો, જેની પછવાડે ઓ! ઓ! ઓ! એવો બીજો અવાજ હમારા સાંભળવામાં આવ્યો. તુરત સઘળા જણ ઉઠીને જુએછે, તો હમારો મીત્ર ઝોળી સાથે પથરની જમીન ઉપર જમીનદોસ્ત થઈ ગયલો હતો, અને એવું થયા પછી તે બીચારો ઉઠીને પોતાનાં નરમ તકીયા, ઓઢવાની ચાદર વીગેરે બીછાનાનો સામાન વીખરાઈ

પડેલા વીણીને બગલમાં એકઠો કરતો હતો. તુરત સઘળાનાં મોહોડાંમાંથી સવાલ નીકળ્યો કે અરે પ્યારા મીત્ર એ શુ થયું? ધીરજથી જવાબ મળ્યો કે ઝોળીનું પુરાણું દોરડું થાંભલાં ઉપરથી સરી પડયું અને વળી તુટી પણ ગયું, તેથી ખુદરતી કાયદા પ્રમાણે વગર આધારની જીનસો આકરશણ શકતીનાં કાયદાને તાબે થઈ જમીન ઉપર તુટી પડેછે તે પ્રમાણે જે ઝોળીમાં હું નીરંનજ બચ્ચાંની પેઠ હીંચકા ખાતો હતો તે મારી વાહાલી ઝોળી સમેત જમીનદોસ્ત થઈ પડયોછું અને તેમાં વળી જરા મહને વાગું પણ છે, પણ હું ધારૂંછું કે મારા જેવા સબુરી અને ધીરજવાળો તથા ખુસમીજાજી જમીનદોસ્ત જમીનને વારંવાર મળી નથી આવવાનો. અંતે રાત્રે બાર અથવા એક વાગે સઘળાઓ સુતા હતા. ઘણો થાક લાગેલો હતો તેથી હુંગ એવી તો સારી આવી હતી કે જો કે છેક મોડી રાત્રે હુંગાયા હતા તોએપણ પાછા મળસ્કામાં હમો સઘળા તંદરોસ્ત થઈ ઊઠીયા હતા.

તા૰ ૨૯ મી ડીસેંબર—આ દીને સહવારનાં એક કપ કાફીનું પીને કલ્યાંણી શેહેર જોવા નીકળ્યા. શેહેરમાં ગાડી, ઘોડા અને કોઈ પણ તરેની એવી બીજી સગવડ ફરવા જવાની નહી મળી આવ્યાથી પગે ચાલતાજ શેહેરમાં ફરવા ગયા.

કલ્યાંણી શેહેરનો પરોઢીયાંનો દેખાવ ઘણોજ મુફલીસ નજર આવ્યો હતો, અને આ દેખાવ જેવો મુફલીસ હતો તેવીજ તે શેહેરની હાલત પણ દેખાતી હતી. ઉદ્યોગ ભરેલાં શેહેર અથવા ગામ ગામડાંમાં મનુષ્ય જાત પરોઢીયામાંથીજ પોતપોતાનાં તરેહવાર ઉદ્યમમાં લાગેલું જોઈએછ. સહવારનાં પોહોરથીજ તીહાં ઘોગાટ અને ધામધુમ થઈ પડેછે. દુધ વેચવાનો આવાજ, કોઈ દહી અથવા છાસ, કોઈ તાજી બાજી તરકારી, કોઈ ફુલ અથવા ફળ વેચતું સંભળાયછે. તેમજ વેચનાર સ્ત્રી અંથવા પુરૂષોનાં ઉદયોગી, તાજા ખુબસુરત ચેહેરા જોઈ આપણને આનંદ ઉપજેછે. પણ આવી એકુ નીશાન હીંયાં હમારા જોવા અથવા સાંભળવામાં આવી નહી હતી. જે કોઈ હમારી સાંમે મળ્યાં હતાં તેઓ મુગા, શરીર ઉપર એકુ ફાટેલી ચાદર, પીછોડી અથવા ધાબળી નાખીને નહી બોલવા જોગ ખુદરતી હાજતે જતાં માલુમ પડયાં હતાં. થોડુંએક આગળ ચાલ્યા પછી ગામના લોકને ખબર પડી કે રાત્રે આવેલા મુસાફરો ફરવા નીકળ્યાછે, તેથી અનાડી

માણસોનાં ટોળાં હમારી પછવાડે થવા લાગાં, અને મુસલમાન તથા હિંદુના જુવાન છોકરાઓ હમોને રસ્તો દેખડાવા આગળ પડ્યા. થોડી વારમાં મોટી ભીડ થઈ પડી. આ ટોલાંમાંથી એક ચંચલ હિંદુનો છોકરો આસરે ૧૫ વરસનો હમારી નજરે પડ્યો. તેને આપણા મીત્ર ડાકટરે પુછ્યું કે આ શેહેરમાં પાહાડની અંદર કાંઈ ગુફા કોતરેલાછે? અથવા કાંઈ જુનાં પુરાનાં દેહેરાં અથવા લેખો કોઈ ઠેકાણેછે? તેણે તુરત હા કહી. હમને કહ્યું કે "માહારી સાથે ચાલો, હું તમને તે દેખાડું," આમ કહી તે હમને એક ટેકરી તરફ લઇ ગયો, વીહાં દુરથી કેટલાએક ગુફા હમારી નજરે પડીયા. એ ગુફાઓ જોઇ હમારા મીત્ર ડાકટરને ઘણો હર્ષ ઉત્પન્ન થયો. પણ તે લાંબા વખત સુધી ટકી નહી શકયો. ગુફાની પાસે ગયા એટલે માલુમ પડયું કે (બુધ્ધ) ધરમનાં જોગીઓને સારૂ રેહેવાનાં જેવી કેટલીક નાહાની ઓલીયો એક ટેકરીમાં ખણેલી હતી, જેમાં જોગીઓને બદલે તે વખતે જાણે કેટલાક જોગીઓ ઉંધે મસ્તકે ટંગાઈ તપ કરતા હોય તેમ વાગુળો ઉંધા લટકી રેહેલાં હતાં; એ ઉપરથી હમુને એક કવીતા યાદ આવી હતી.

જો ન ઉઠાવે તનએકા ભાર,
ઓતો ગયા બચકા માર;
સુક્કી સમલી લટકે હાર,
ઓર મેડક ખાય ટાળ ટાળ;
ખેડે ગોસૈયાં હારે દોર,
ઔર નગરી ખાય ફોડ્ફોડ.

પણ વાગુળ પ્રાણીઓની તો પુજા થાય છે, તેઓ સહવારના લટકતાં રેહેછે અને રાત્રે ચોરની પેઠે લોકનાં બાગબગીચાઓમાં જઈ તીહાંની ફળ ફુલાદીક ખાઈ નાશ કરેછે, અથવા તલાવોમાં પડીને દેડકાં, માછલીઓ વીગરે જીવતાંને જીવતાં ટાળી ટાળીને ગટ્ટ કરી જાએછે, તેમજ કેટલાક ઢોંગી જોગીઓ પણ દીવસના ઉંધે મસ્તકે લટકી તપ કરતા દેખાયછે, અને રાત્ર પડી એટલે તેઓ લોકના ઘર ફાડવા અને ચોરી તથા લુટ કરવાને બાહેર પડેછે. આ એક જાણુવાલાયક નકલ છે.

આ ટેકરીના મથાલે હમો જઈ પોહોંચીયા તીહાંથી આખાં કલ્યાંણી ગામનો

દેખાવ જેમ ઉડતાં પક્ષીઓ એક સપાટે જુએછે, તેમ હમારી નજરે પડયો. આંબા, આમલી, પીપલા, બીંડી, વડ અને કરંજ તથા આવાં બીજાં મોહોટ મોહોટાં ઝાડોનાં ઝુંપડાનો અછો પ્રસારો થયલો દેખાયો હતો, અને ઝુંપડાની ઝાડી વચે ઠેકાણે ઠેકાણે જે ખુલા ગાલા પડેલા હતા તેમાંથી ગામની મસજીદોનાં ઘુમટો તથા તેમની ઉપરનાં સોનેરી, રૂપેરી પંજા, તથા કળસો દેખાતા, તેમની ઉપર ઉગતા સુર્યનાં તેજસ્વી કીરણો પડયાથી તેઓ ચલકી રહેલા હતા. શેહર તો અસલ હિંદુઓનું હતું, તોએપણ મુસલમાનોનાં દોર હેઠળ હિંદુઓનાં દેહેરાં નાબુદ થઈ, દેહેરાંઓની જગા ઉપર મસજીદો ઉઠી ઉભી થઇ હતી, જેથી આખાં કલ્યાણી શેહેરનો દેખાવ ટેકરી ઉપરથી બરોબર મુસલમાની રૌનક ભરેલો દેખાતો હતો.

પૂર્વે તરફ નીગાહ કરતાં ત્રણ ચાર મોહોટા ગુમબજો ઘણીજ ઝલથી દીપતા નજરે પડયા અને પુછતાં માલુમ પડયું કે આખાં સેહરમાં તે સઉથી મોહોટી મસજીદ હતી. જેનું નામ મદીના મસજીદ હતું. હમારી પાસે દુરબીન અને આપેરા ગ્લાસો હતાં તેનો ઉપયોગ સારી રીતે સઘળી તરફ ફરી ફરીને હમો કરતા હતા, એવામાં હમારા મીત્ર મીસ્તર એડવર્ડે શેહેરના કિલ્લાનું એક ચીત્ર પોતાના પુસ્તકમાં પેનસીલથી ચીતરવાનું શરૂ કીધું. પણ આ હમારી નીરદોશ રમત વીશે આસપાસ ભમતા અજ્ઞાની લોકે જુદીજ મતલબનો વીચાર બાંધીયો અને તુરત અફવા ઉરાડી કે સાહેબ લોક આવ્યાછે તે કલ્યાણીનો કીલ્લો કેમ જીતી લેવો અને કહી જગાએથી તોપનો મારો ચલાવવો, આ સઘળું ટેકરી ઉપરથી જોઇને ચોપડીમાં નોંધી લીએછે. આ અફવા છેક કિલ્લાસુધી તુરત ફેલાઈ હતી, અને હમને જોવાને લોકની ભીડ થોડી વારમાં વધી ગઈ હતી. લોકની ચાલ ચલગતમાં ફેર પડતો જણાવા લાગો. આગળ જે સવાલો પુછતા તેનો જવાબ જલદી અને ખુલાસાથી મળતો હતો, તેને ઠેકાણે હવે લોક બરોબર જવાબ આપવાને અચકાવા લાગા. કંઇપણ પુછેલાંનો જવાબ સસ્સાના ત્રણ પગ જેવો મળવા લાગો, કોઈ વખતે તો છેકજ જાણે જાણતાજ નહી હોય તેમ લોક અખાડા કરીને ચાલતા થવા લાગા, જે ભીડ હમારી આસપાસ થયલી હતી તેમાંથી લોક દાંએબાં થતાં ગયાં; આથી હમને તો ફાયદો એ થયો હતો કે આસપાસ જોવાને વધારે સારીપેઠે બની આવ્યું હતું.

મદીના મસજીદ જોવાની ખ્વાયસથી હમો ટેકરી ઉપરથી હેઠળ ઉતરીયા. પેલા ૧૫ વરસના હિંદુ છોકરાની રાહાનુમાઈ તળે આખ્ખા શેહેરના રસ્તા અને ગલી ગુચીમાં ફરી વળયા. ઘણેક ઠેકાણે રસ્તા ઉપર ગલીચી અને બદબો હતી, અને તીહાંથી પસાર થતાં નાકે રૂમાલ દેવો પડયો હતો. તેમ વલી કોઈ કોઈ ગલીઓ અને રસ્તા ઘણાજ સાફ નજરે આવીયા હતા, અને જો હમો ભુલતા નહી હોઈયે તો હિંદુઓનાં ઘર અને ચોક આગળ માત્રે સફાઈ જોઇ હતી, જેથી આટલું સાબેત થઇ શકેછે કે મુસલમાનોની વાપરવાસ જીહાં જોઇએ તીહાં વધારે ગલીચી ભરેલી ઘણુંકરીને હોય છે.

આગળ ચાલતાં એક ઠેકાણે એક દરવાજો હમારી નજરે પડયો જેની ઉપર જેમ આપણે કોઇવાર વાઘો અથવા સીંહના પુતલાં જોઇએછ, તેવીજ રીતે આ દરવાજા ઉપર ગધેડાંનાં બે પુતલાં મુકેલાં જોયાં અને તેમનાં શરીર ઉપર ધોળા અને આસમાની રંગના પટા પાડયા હતા, જેથી આ મુરતી નહી ખચ્ચરમાં કે નહી રોઝ, કે નહી ગધેડામાં જણાતી હતી. માત્ર મોહોડાંનો આકાર ખરો ગધેડાંના જેવા બનાવેલા હતો. આ જોઈ હમને જરા નવાઈ જેવું લાગ્યું. તે વીશે હમોએ પુછ પરછ કીધી કે આ દરવાજા ઉપર ગધેડાંના પુતલાં બેસાડવાનું શું કારણ હશે. તુરત જવાબ મળ્યો કે ઘરની અંદરના રેહેવાસીએ પોતાના ધંધા રોજગારની આ એક નીશાન લોકને દેખાડવાને મુકીછે. વાંચનાર વીચારશે કે જેનાં ઘરના દરવાજા ઉપર ગધેડાને બેસાડેલા હોય તે કહ્યો ધંધાદારી હશે વારૂ? કોઈ ગધેબાનતો નહી હોય? નહી, આ ઠેકાણે તો કોઈ ચંચલ કુંભાર રેહેતો હતો, જેણે પોતાના ધંધા રોજગારમાં કામે લાગતો એક ઘણોજ ઉપયોગી અને પોતાનો વાહાલો મીત્ર હતો તેનું પુતલું દરવાજા ઉપર મુકવું તેણે માન ભરેલું જાણીયું હતું. દરેક કળા જાણનારો કારીગર પોતાની દુકાન ઉપર પોતાની કળાની બઢાઈ દેખાડવાને તરેહવાર ચીત્ર વીચીત્ર નીશાણો અને નામો સુનેરી અને રૂપેરી અક્ષરોમાં પાડી લોકને પોતાની તરફ ખેંચવાને મુકેછે અને લલચાવેછે, પણ આ ઠેકાણે તો કોઈ ફીલસુફી મગજવાલા કુંભારે ઉપલી રીત નાપસંદ કરી પોતાના ધંધામાં કેટલી મેહેનત, રંજ તથા સબુરીની જરૂર છે તેની ખરી હકીકત જણાવવાને ગધેડાનું પુતલું પોતાના દરવાજા ઉપર બીરાજતું કરીયું હતું. આ દરવાજા આગળથી જતાં આવતાં લોકની આ કુંભાર અછી

આત્રી થઈ હતી. આ અગતની અડચણ ટાળવાને પણ કલકત્તાના પારસી સાહેબો શકતીવાન છે. દખમું ઘણી સારી હવાવાળી અને એકાંત જગા ઉપર છે; એ મકાન ઉપર જે પથરની તકતી મુકેલી છે, અને તેમાં જે વીગત જેમ લખી જણાવી છે તે આ દખમા વીશે અને તેના બાંધનાર વીશે અત્રે જાહેર કરેલી બસ છે.

"રોજ ૨૭ માહા ૪ થીર ૧૧૯૧ ઈ. ૧૮૭૬ ના. માહા સુદ ૪ સોમવાર"
"તા. ૨૮ જાનેવારી ૧૮૨૨ ઇંગ્રેજી શ્રી જરતુશ પેગંમબરની ભલી દીનના"
"પારશી લોકોને સારૂ હમોએ હમારી જાત મેહેનતથી અને પરવરદેગારની"
"મદદથી એ નેક બેહેશાત મુકામની જગો બનાવી છે કે આપણી ભલી"
"દીનના સાહેબો હોય તેનાને લાજમ છે કે એ જગોના દખમાની હમેશ"
"ખબરદારી કરે."

લા. કમતરીન પારસી નવરોજી બીન શોહેરાબજી ઉમરીગરના.

આ ઠેકાણેથી પાછા ફરતાં ઇસ્ટર્ન બેંગાલ રેલવેના એક સ્ટેશન ઉપર થઇને જતાં, તીહાં જરા ખોટી થયા હતા, કારણ તે સ્ટેશન ઉપર, પેહેલીજ વારની ગ્યાસ-લાઈટ થવાની હતી જે હમારા જોવામાં નવી હતી. ગ્યાસલાઈટ થવાના વખત સુધી, સ્ટેશન ઉપર ખોટી થયા હતા, અને તેટલા વખતમાં હમો દરેક જણ તોલાયા હતા. હમો સઘળાનું તોલ નીચેની વીગતે થયું હતું:—

| | | | | |
|---|---|---|---|---|
| મી. મનચેરજી મેહરવાનજી નારીએલવાળા. | ૮ | મણ | ૨૨ | રતલ બંગાલી. |
| મી. ખુરશેદજી નુશરવાનજી કામાજી.... | ૪ | ,, | ૯૦ | ,, ,, |
| મી. રૂસ્તમજી ફકીરજી કોપર........ | ૪ | ,, | ૫૪ | ,, ,, |
| મી. એડવરડ રીહાસટીક............ | ૪ | ,, | ૪૬ | ,, ,, |
| મી. અરદેસર ફરામજી મુસ.......... | ૪ | ,, | ૩૪ | ,, ,, |
| મી. ખુરશેદજી રૂસ્તમજી કાંમા........ | ૪ | ,, | ૧૪ | ,, ,, |

આ તોલની વીગત આપવાની એટલીજ મતલબ છે કે ઉપર જણાવેલા દોસ્તોનો વજન હાલ એટલો હશે અથવા નહી આ બાબદની ચોકસાઈ કરવાને તેમનાથી બની આવે, અને તેમાંથી જેઓ વજનમાં વધીયા હોય તેઓ ખોદાના શુકર કરે અને જો ઘટીયા હોય તો, આટલોજ વીચાર કરી સંતોશ પામે કે તેઓ એક વખત એટલા વજનદાર થયલા હતા.

**તા૦ ૧૦ મી ફેબ્રુઆરી.** રેવરેંડ ડાકટર ડફ સાથે આગલા દીવસ ઉપર મોલાકાત

થઈ હતી તે વખતે એવો ઠરાવ થયો હતો કે કલકત્તામાં ફ્રીચર્ચ અસેમબ્લીના મીશનરીઓની સ્કુલ જોવાને હમોએ જવું, જે નીશાળનો આ ડાકટર તે વખતે પ્રાનસીપાલ હતો. આ નીશાળની મોલાકાત લેવાને ગયા તારે ડાકટર ડફ તીહાં હાજર હતો અને હમો સઘળાને સાથે લઈ આખી નીશાળમાં ફેરવીયા હતા. આ નીશાળમાં ત્રણ ભાગથી વધારે દેશી છોકરાઓની સંખીયા હતી, અને એક ભાગ ઓછો, ઇંડો બ્રીટન અથવા પોરટુગીસના છોકરાઓ હતા. મીશનરીઓની નીશાળના કાયદા મુજબ આ ટેકાણે સઘળા છોકરાઓને ખ્રીસ્તી ધરમની કેળવણી સાથે ઇંગ્રેજી ભાશા શીખવવામાં આવતી હતી. સ્કુલની ઈમારત ઘણીજ મોહોટી અને સઘળી વાતે સંપૂર્ણ છે. જુદા જુદા વર્ગોને બેસવાસારૂ એલાહેદા ઓરડા અને ચહડતી ઉતરતી બેઠકો જીહાં જોઇએ તીહાં કીધેલી છે. હમારી સાંભણે ચહડતા વર્ગના છોકરાઓને પરીક્ષા આપવા બોલાવીયા હતા, જે વખતે ઈતીહાસ અને ભુગોળ તથા ઇંગ્રેજી કવીઓનાં લખાણમાં તેઓએ સારી માહીતગારી મેળવેલી, સવાલના જવાબો ઉપરથી માલુમ પડી હતી. પણ એના કરતાં બાઈબલની બાબદોનો અભીયાસ તેઓએ સરસ કીધેલો જણાયો હતો. જેટલા તેઓ પોતાના જાતી ધરમના ગ્નાનથી અણજાણ હતા તેટલી આ ધરમની માહીતગારી તેઓ વધારે ધરાવતા હતા, પણ જેબી તેઓ જાણતા હતા તે સઘલું તેઓ પોતે માનતા હોય એવું તેમના જવાબ ઉપરથી નજર નહી આવતું હતું. આ બાબત નીશાળમાં શીખવેછે તેથીજ માત્રે તેઓ શીખીયા હતા. તેમના મગજ ઉપર આ ધર્મવીશે અથવા તેમાંથી જાણેલી બાબદોવીશે કંઈબી અસર થઈ હોય એવું દેખાતું નહી હતું. આ વાત જો કે ખોલી હતી, તોએપણ ડાકટર ડફ તેવીશે એવો ખુલાસો કીધો હતો કે જો કે આ નીશાળમાં શીખવા આવનાર સઘળા છોકરાઓને ધર્મ સાથની કેળવણી આપીયામાં આવેછે, તેથી આવાં પરીણામની તેઓ ઉમેદ નહી રાખતા હતા કે સઘળાનાં મન ઉપર ધર્મ વીશે સરખી અસર થશે. ફળવંત જગામાં બીજ નાખીએછ તે સઘળાં અને દરેક નથી ઉગી નીકળતાં, તેમાંથી ઘણા બરબાદ જાયછે, તોએ પણ ઉમેદ રેહેછે કે કેટલાંક તેમાંથી ઉગી નીકળશે, અને તેમ થાયછે. આજ પ્રમાણે નીશાળના સઘળા છોકરાઓને આ અગતની બાબદની કેળવણી આપીયામાં આવેછે, આ વાવેલાં બીજમાંથી ઝાડનું ઉગવું અથવા ઉગાડવું આપણા પેદા કરનારના

હાતમાં છે. ડાકટર ડફનાં મત સાથે હમો તદન મલતા છઈએ. આ નીશાળમાં જેમ મનશક્તિને સારી કેળવણી આપીયામાં આવેછે, તેવીજ સારી રીતે શરીરશક્તિને પણ ખીલવવા સારૂ કસરતની તાલીમ પણ છોકરાઓને આપીયામાં આવેછે. સઘળી રીતિ જોતાં અને તપાસતાં આ મોહોટી નીશાળ કલકત્તામાં પેહેલાં વર્ગની ગણાયછે.

આ ઠેકાણેથી નીકલીયા તેવા "મેટકાફ હાલ" જોવાને ગયા હતા. સર ચારલસ મેટકાફ થોડાક વખત સુધી હીંદુસ્થાનનો ગવરનર જનરલ થઈ ગયો છે. તેણે પોતાની ટુંક હકુમતમાં ઘણું ડાહપણ અને નરમાસ આપણા દેશીઓ તરફ દેખડાવી હતી અને દેશીઓ ઉપર તે ઘણીજ મેહરબાની અને સખાવત ભરેલા તથા મોહોટાં દીલવાળો થઈ ગયો છે. એના હાતથી આ દેશને લગતાં રાજદરબારી ઘણાં કામો દેશના લાભમાં થયાં છે. પણ એના હાતથી એક છેલું અને ઘણીજ અગતનું કામ જે બનીયું છે તે એ જે હીંદુસ્થાનનાં છાપાખાનાને એનાથી છુટા-પણું મળીયું છે અથવા એણે મેળવી આપીયું છે, તેથી એનું નામ જાવેદાન સુધી, સઘળા માન સાથે આ દેશના દેશી રેહેવાશીઓ અને પરદેશી રેહેવાશીઓ બંધે સરખી રીતે યાદ કરતા રેહેલા છે. આવા પ્રમાણીક ગવરનર જનરલની યાદ આપણાં દેશમાં કાયમ રાખવાને કલકત્તાના દેશીઓએ જારે આ અમલદાર આ દેશ છોડી પોતાને વતન પાછો ગયો તારે એક મોહોટી રકમ નાણાંની ઉઘરા-વીને એના મુબારક નામની એક ઈમારત કલકત્તામાં બાંધવાનો ઠરાવ કીધો હતો. આ ઈમારત પણ તે નામદારની જાહેર ખુબી પ્રમાણે પ્રજા ઉપયોગી કામ સારૂ વાપરમાં રાખી છે, અને તેમાં આજે કલકત્તાનું એક મોહોટું જાહેર પુસ્તક-ખાનું છે. બાગાયત અને જીરાયતના ખાતાંને લગતી મંડળીની મોલાકાત હીયાંજ થવાને એક મોહોટો હાલ આ ઈમારતના બીજા માળ ઉપર કરી રાખીયો છે, અને તેમાં ઝાડપાનમાંથી ઉપજતી તરેવાર ઉપયોગી જીનસોના નમુના એકઠા કરીને મુકેલા છે, જેમાં ઘણી જાતનાં બીજો, સાખા-વાખ, મુલીયાં, છાલ, અને એ વીગેરે વેપારના કામ જોગની ઘણી જીનસો છે. આ સંગ્રહની મુખીય મતલબ એટલીજ છે કે આ દેશની ખેતીવાડી અને જમીનની પેદાશ વધારવાને ખેડુ-તોને અને જમીનદારોને દેખડાવવું કે ફલાણી ફલાણી જીનસો તેઓએ ખેડણીમાં ઉતપન કરવી જોઈએછ, અને તેવી ખેડણી સારી પેઠે કરવાસારૂ કેવાં કેવાં હથીયારો વાપરવાં જોઈએ અને બીજી સું સું તજાુમલો કરવી જોઈએછ તે સઘળી

આ ખાતામાં પુછપરછ કરવાથી તેમને મળી શકશે. ઉપલા સંગ્રહની સાથે જમીનમાંથી ખોદી કાહાડેલી ધાતુ અને વરેવાર બીજી જીનસોનો એક જુદોજ જમાવ કરેલો છે, જે જોવા અને અભીયાસ કરવા લાયક છે. હીયાં આગળા વખતની કેટલીક જીનસો નમુના તરીકે જાલવી રાખી છે તેમાં બાબીલન શેહેરની પુરાતન ઇંતરડીઓ છે, ગોલકંડા શેહેરના મકબરા ઉપર કરેલા ચીની મીના કામના કકડા છે. (જુઓ આવાં નકસી કામનો નમુનો અકબરની કબર. ઉપરના ગુંબજના ચીત્રમાં) ચીન દેશના નાનકીનના મોહોટા બુરજ અથવા મીનારામાંથી લાવેલી શોભઈતી ચીની કામની ઇંતરડી, સુનેરી મીના કામમાં મઢેલા અરબી ભાશાના કેટલાક લેખો, હીંદુસ્થાનના જુદાં જુદાં ઠેકાણાં ઉપરથી મળી આવેલા લોહોચુંબકના અને આકાશમાંથી પડેલા પથરો, પુરાતન જાનવરોનાં માથાંની તુમડી, દાંત, હાડકાં, સીંગડાં, આગલા જમાનાના ઝાડો અને પાત્રાંના પડેલા આકાર જે ઘણું કરીને જમીનમાંથી ખોદી કાહાડેલા કોળશા ઉપર જોયામાં આવેછે.

આ ઈમારતની વચમાંના હાલમાં સર ચારલસ મેટકાફનું બાવલું મુકેલું છે, જેની ઉપર તેની ખુબી અને તેના હાથથી થયલાં કામોની યાદગારીનો લેખ કોત્રેલો છે.

સાંજે ફરવા જતાં, કલકત્તાની માહાકાલીનું દેહેરૂં જોવાને હમો ગયા હતા. આ દેહેરૂં કલકત્તામાં સઉથી પેહેલી પદ્વી ધરાવેછે, અને હીયાં એના તેવાર ઉપર લખો રૂપીયાનો ખરચ થાયછે અને લોક જાત્રાને માટે આવેછે. આ દેહેરાંમાં પર ગ્નાતવાળાઓને છેક અંદર સુધી જવા દીએછે, પણ જીહાં મુરતી મુકેલી છે તીહાં હીંદુ શીવાએ બીજા સઘળાં લોકને અંદર જવાની મનાઈ છે. હીયાં ઇંગ્રેજ લોક વારંવાર આવેછે. દેહેરાંની સાંભણે બેઠક સાથનો ખોલો ઓટલા જેવો રોનકદાર મકાન બનાવેલો છે, તીહાં જઈ પારકી ગ્નાતવાળા તમાસો જોવાને બેશેછે. હમો જીયારે તીહાં જઈ પુગા તારે પેહેલાં તો હમુને જરા અટકાવીયા હતા, અને જોડા કાહાડીને ઓટલા ઉપર જવા કેહું હતું, પણ હમોએ એ વીશે તુરત ના પાડી અને પાછું ફરવાની ઇછા દેખડવતાં, કેટલાક લોકોએ દેહેરાંના વડા બ્રાહ્મણને ખબર પોંહોંચાડી જેથી તુરત ચાર પાંચ જણ અંદરથી દોડી આવી હમુને માન આપીને જોડા સાથે ઓટલા ઉપર જઈ બેસવાને અરજ કીધી હતી. હમો પારસી લોક હતા, તેથી તેમની આશા આશીરવાદ વીશે જાગી હતી, અને હમારા મીત્ર ડાક્ટર

ભાઉ દાજી અને તેવણની સાથના બે હીંદુઓને જોઇને પણ તેમને દક્ષણા મળવાની ઉસકેરણી થઈ હતી. જીહાં જોઇશું તીહાં સુ ભોબેદો કે સું બ્રાહ્મણો બંધે એકજ મતલબવાળા અને એકસરખા લોભી મળવાના. દેહેરાંની અંદરથી એક જબરો, જાડો, ઘી અને લાડુ ખાઇને મોહોટાં પેટવાળો તથા દુલદુલ થયલો બ્રાહ્મણ નીકળી આવીયો, અને હમોને અટકાવનાર માણસોને થંડે પેટે અને તેમાંનું પાણી નહી હલે એવી રીતે ધમકાવીયા, અને હમુને આદર સત્કાર કરીને બેસવા કેહું અને તીહાં ટાંગેલા ઘંટ જેટલા હતા તેટલા બધા વાગફરતા વગાડીયા, જે વગાડવું, એ એક માન આપવાની રીત છે. ઘંટ વગાડી રેહા પછી તેણે નરમાસથી હમને કેહી જણાવીયું કે સારાં માણસોને આ ઓટલા ઉપર આવવાની મનાઈ છેજ નહી. જારે હમોને પેહેલાં અટકાવીયા હતા, તે વખતે દેહેરાંની આસપાસથી કેટલીક જુવાન સ્ત્રીઓ હમારી આગળ દોડી આવી હતી, અને તેઓ હમુને કેહેવા લાગી કે અંદર જવાની કસી મનાઈ નથી, અને તેમાંનો કેટલીકોએ હમુને જાણે ઓળખતી હોય તેમ પેલા ઓટલા ઊપર લઇજવાને ઇછા જણાવી હતી. આ સ્ત્રીઓને પેહેલાં હમોએ ઓળખી નહી હતી કે તેઓ કોણ છે. પાછળથી જારે હમો ઓટલા ઉપર જઈ બેઠા, તારે આ સ્ત્રીઓ હમારી પાસે આવીને હમોને ફુલ આપવા લાગી, અને બીજા જે ચાળા કરી દેખડાવીયા તે ઉપરથી માલુમ પડીયું કે તેઓ દેહેરાંને અરપણ કરેલી સ્ત્રીઓ હતી, જેમને સઘળાની સાથે છુટ લેવાનો હક દેવી તરફથી જાણે મળેલો હતો! તેઓ આપણી તરફના ખંડોબાની મુરલી જેવી હતી. તેઓએ હમારી પાસે પઇસા માંગીયાં, જે વીરો હમોએ પુછીઉં કે, તમે પઈસાનું શું કરશો, તારે તેઓએ હસીને જવાબ આપીયો કે, સારૂં સારૂં ખાસું અને પીસું. હમોએ પુછીયું, શું ખાશો અને પીશો. તેઓએ જવાબ આપીયો કે જો ઘણા પઈસા આપશો તો હમે બકરાંનું ગોશ ખાશું અને દારૂ પી મોજ કરશું. આવી સ્ત્રીઓ આ દેહેરાંમાં પુસ્કળ છે અને હીયાંજ તેમનું ગુજરાણ થાયછે. હજારો લોક દરશણ કરવાને આવેછે તેમાંના કેટલાકો આ સ્ત્રીઓ સાથે સઘળી પ્રકારના અનીતી ભરેલાં કર્મો કરેછે અને તે સઘળાં આ માહાકાલીના દેહેરાંમાં અને તેની આસપાસની જગા ઉપર ધોરે દીવસે અને રાત્રે ધર્મને ચોખે બાહાને થાયછે! હીયાં છાકટપણું થાયછે! હીયાં ચોરી, છીનાલું, ઠગાઈ, મારામારી, લુટફાંટ, અને સઘળી તરેના અઘટીત કર્મો થાયછે.

પેલા મોહોટા પેટવાળા ખાઉ ભટજીએ આપણા ડાકટર સાહેબને દેહેરાંની અંદર લઇ જઈ દરશણ કરાવી તેમના પાસેથી દક્ષણા કહડાવાની જબરી બોહોંસ કીધી. અંતે ભલા ડાકટરે તેની સાથે જઇને માહાકાલીની મુરતી જોઇને પેલા ભટજીને દક્ષણા આપી હતી, જેથી તે બહુ ખુશ ખુશ થઇ ગયો હતો. હમારી પાસથી પણ તે ભટજીએ મીઠી મીઠી વાતો કરી કંઈ થોડાક પઇસા લીધા હતા, અને તેના અવેજમાં હમને ફુલ આપીયાં હતાં. જારે ડાકટર એખલા દેહેરાંમાં ગયા હતા તારે હમો સઘળાને ઘણી ધાસ્તી લાગી હતી કે રખેને અંદર કોઠડીમાં લઈ જઇને ડાકટર સાહેબને, પઈસા કહડવા, સારી પેઠે ચાંપી નાખે, આ ધાસ્તી ભરેલો વીચાર જીહાં સુધી ડાકટર એખલા સહીસલામત પાછા આવીયા તીહાં સુધી હમારા મનમાં રેહેલો હતો. દેહેરાંની આસપાસ દારૂના પીઠાં, ભઠીયારાના દુકાનો, અને કલેજી બુક્કા ભુંજાવાનો વાસ, અને બીજી તરેની વેસનવાળી જીનસો વેચવાની દુકાનો હારેદાર લાગેલી હતી, તેમાં તરેવાર જાતની મીઠાઈની પણ દુકાનો હતી. દેહેરાંમાં જે વેશીયાઓ દરશને આવતી હતી તેઓ દેવીની આસપાસ નાચી, ગાઇને ખુશી ખુસાલી ભોગવી પાછી જતી હતી. અત્રે બેમટાનો એક નાચ થાયછે તે વીશે હમો બયાન કરવાને વાજબી નથી જોતા. માહાકાલીની મુરતી જે સોનાની બનાવેલી કેહેછે અને જેની આખમાં માંણેક જડેલાં છે, અને આખાં આંગઉપર ભારી ઝવેરાતનો શીનગાર કરેલો છે, તે મુરતી તો હમોએ જોઈનથી, પણ હમારા જોવામાં તેનું ચીત્ર આવીયું છે, તેમાં આ દેવીનું મોહોડું કાલું પાડેલું છે, આંગઉપર પુશ્કળ જવેરાત પેહેરાવેલું છે, અને આખ લાલ ખુની અથવા દારૂ પીને મસ્ત થયલાં માણસના જેવી પાડેલી છે. તેના ગળાની અંદર માણસના મસ્તકની તુમડીઓનો હાર કરી પેહેરાવેલો છે, અને સઘળો દેખાવ દારૂ પીને ખુન ઉપર અને મસ્તીમાં આવેલી સ્ત્રી જાતનો દેખડાવેલો છે. માસ ખાવાની અને દારૂ પીવાની પુર છુટ આ દેવીના ભકતો લીએછે, એવું હમારા સાંભળવામાં આવીયું છે, અને તેઓ ખાઈપીને પાલીયા બની રહેલા છે. ઉત્તેજક ખાણું ખાઈ તથા દારૂ પીને તેની મસ્તીમાં આવી, સઘળી તરેના અનીતી ભોગ ભોગવવાની પણ તેમને અથવા કોઈ પણ શખ્સને કાલીના દરશણે જતાં, છુટ છે, આવું પણ હમોએ સાંભળીયું છે. ખરેખર આ એહવાલ હીંદુના ધર્મને મોટી હીણપસતી લગાડનારો છે, અને આ ઉપર લખી જણાવેલી વાત જો ખરી હોય તો હમો ધારીએછ

કે આવા કર્મોમાં કોઈબી આબરૂવાળા હીંદુઓ તો ખચીત સામેલ નહીજ થતા હશે પણ માત્ર હલકી વરણના લોક આવાં કર્મો કરતાં હશે.

કાલી દેહેરાં ઉપરથી કલકત્તા શેહેરનું નામ ઉત્પન્ન થયું છે. ઈ. સ. ૧૭૦૦ ની સદીની આખરીએ ઈસ્ટ ઈનડીયા કંપનીવાળાઓએ, દીલ્હીના શાહાનશાહ ઔરંગજેબ પાસેથી કેટલાંક વીખરાઈ પડેલાં ગામડાં, જીહાં હાલ કલકત્તા છે, તે માંગી લીધાં હતાં. તે ગામડાંઓમાંનાં એક ગામનું નામ "કલકાટા" કરીને હતું, કારણ તે ગામમાં કાલી દેવીનું દેહેરૂં હતું. "કલ" શબ્દનો અર્થ "કાલી" અને "કાટા" શબ્દનો અર્થ "દેહેરૂં" એવો બંગાલી ભાશામાં થાયછે, તે ઉપરથી આ ઠેકાણે જે શેહેર વસાવીયું તેનું નામ, આ દેહેરાં ઉપરથી, કલકત્તા કરીને રાખી-આમાં આવીયું હતું.

**તા૦ ૧૧ મી ફેબ્રુઆરી.** તા૦ ૯ મી અને ૧૦ મીની બે રાત્ર અને દીવસ વાદળ થયા પછી તા૦ ૧૦ મીની રાત્રે એકદમ વરસાદ પડીયો હતો જેથી તા૦ ૧૧ મીની સહવારે હવામાં થંડી પેદા થઈ હતી. સહવારના સઘળા રસ્તા ઉપર ચોમાસાની રૂતુમાં જેમ કાદબ અને કીચલ થાયછે તેમ થઇ પડયું હતું. આવો બનાવ બનીયાથી ચોમાસાની રૂતુમાં કલકત્તાનો કેવો દેખાવ થઈ પડેછે તે જોવાની હમુને સારી તક મળી આવી હતી. રસ્તામાં કીચલ એટલો તો પાતલો થઇ પડેલો હતો કે ગાડી ઘોડાની આવજાવથી રસ્તે ચાલતાં લોક જો સંભાળ નહી રાખે તો છંટાઇ જતાં હતાં. આપણા મુંબઇના રસ્તાની જેવી હાલત ચોમાસામાં થાયછે તેના કરતાં વધારે નબેહેતર હાલત હીયાંના રસ્તાની હમોએ જોઈ હતી. કલકત્તામાં વરસાદ કવખ્તે પડવાની નવાઇ નથી લાગતી, કારણ તીહાં હંમેશ કોઇ કોઈ વાર વખત બે વખતે તે પડતોજ રેહેછે, પણ જેટલો વરસાદ મોસમસર મુંબઇમાં પડેછે તેના કરતાં કલકત્તાનો આખો વરસાદ ઓછો છે. હીયાંના ઘણાં ખરાં ઘરો ઉપર લોહોડાંની શીકો મુકેલી હોયછે કારણ જેટલી વીજલી આ શેહેરમાં વધારે પડેછે તેટલી કોઇ બીજે ઠેકાણે નથી પડતી. સહવારના દસ વાગે પાછો વરસાદ શીરૂ થયો હતો તેથી આ દીવશે બાહેર ફરવા જવાને બની નહી શકયું હતું. માત્રે એકુ બે દુકાનો ઊપર ફરીને પાછા ઘર આવીયા હતા, અને આ દીવસ તો કેહવત મુજબ, ખીચડી ખાઈ ઘરમાંજ ગુજારવો પડયો હતો.

**તા૦ ૧૨ મી ફેબ્રુઆરી** આ દીવસે, વરસાદ ઉગડી ગીયાથી સહવારના પોહોરમાં,

કલકત્તાની મારકીટ અથવા મોહોટું બજાર જોવાને ગયા હતા. આ બજારની ગોઠવણ ફક્ત એક મોહોટી છાપરાંની સલગ ઇમારતમાં કરેલી હમારા જોવામાં આવી હતી. એની ગોઠવણ મદ્રાસની મારકીટ જેવી નહી હતી, અને તેમાં ગલીચાઈ વધારે નજર આવતી હતી. તોએ પણ તે વખતની આપણી મુંબઈ શેહેરની મારકીટ અને બજાર કરતાં હજારે દરજે સરસ હતી. ગોસ્ત, માછલી અને તરકારીનાં ત્રણ ખાતાં જુદાં કરેલાં હતાં અને આ શીવાએ બીજી ગોઠવણ કોઇજ નહી હતી. જમીન ઉપર ઇંતરડીની ફરસબંદી કરેલી હતી, તોએ પણ તે સાફ નહી હતી, અને વરસાદ પડયાથી તીહાં પણ કીચલ થઇ પડેલા હતા. ખાટકીઓની દુકાનો ઉપર હમોએ કોડીયામાં સલગાવેલા મોહોટા કાકડા બળતા જોયા હતા, અને એનું કારણ પુછતાં હમુને એવી સમજણ મળી હતી કે એક જાતની માંખ ગોસ્ત ઉપર આવી બેસેછે જેથી ગોસ્તની ખરાબી થાયછે, તે માંખનો અટકાવ કરવાને આવી રીતે બત્તી, ખાટકીની દુકાન ઉપર મુકેછે. આ બત્તી આખો દીવસ સુધી રાખીયામાં આવેછે કે સહવારના પોહોરમાંજ રાખેછે આ વીશે હમુને બરોબર ખબર મળી નથી. કલકત્તાની બજાર જોકે મદ્રાસ કરતાં દેખાવ અને ગોઠવણમાં ઊતરતી હતી, તોએ પણ તેની અંદર જે માલ વેચાવાને આવેલો હતો તે ઘણીજ સરસ જાતનો અને ભરપુર હતો. મેવા અને તરકારીની દુકાનો ઊપર થંડીના દેશની કેટલીક તરકારી ઘણીજ તોફા હતી, તેમજ કેટલોક મેવો પણ હતો. કાલીફલાવર, બીટરૂટ, સલગમ, કોબી અને નોલકોલ તો દેખાવમાં એવા તો સુંદર હતા કે ફક્ત નજર પડતાંજ કાચા ને કાચા ખાઇ જવા ગમતા હતા. બોરની મોસમ હોવાથી, તે ફળની રેલ થઇ પડતી હતી. અને-નાસની લેહજત વીશે તારીફ નથી થઈ શકતી, ગોસ્તખી ઘણુંજ ફરબા અને તલ-બદું હતું, પણ માછલીમાં કલકત્તાનું બજાર પછાત પડેલું હતું. નદીની માછલી ઘણું કરીને દેખાતી હતી, દરીયાની માછલી થોડીજ હતી. માછલી વેચવામાં ઘણું કરીને પુરૂષને ઠેકાણે સ્ત્રીઓજ હતી, પણ તેમનો દેખાવ આપણી મુંબઇની એ જાતની સ્ત્રીઓ જેઓ સોહામણો નહી હતો, જો કે બુમ પાડવા અને તગાદો કરવામાં તેઓ જબરી બાંગડ જણાતી હતી. તેઓની ગાલ અથવા ઝગડો સાંભળવાની હમુને કોઇ તક મળી નહી હતી તેથી હમો નાઉમેદ થયા હતા. ફુલપાનમાં પણ કલકત્તાનું બજાર ઘણુંજ સુંદર હતું. ટુંકામાં બોલીએ તો મેહેલોના શેહેરનું બજાર તેની

કીર્તી જાળવવાને લાયક હતું. હીયાં આબરૂવાળા યુરોપીયન લોક તેમના કુટંબને લઈ બજાર કરવાને સાથે આવેછે અને આખા બજારે ફરીવળેછે. તેમજ દેશી માતબર લોક પણ આવેછે, પણ હમોએ કોઈબી એકુ બાબુની સ્ત્રી બજારમાં આવેલી નહી જોઈ હતી. ગોસ્તની દુકાન પાસે બીજી જીનસો હોવાથી તે વીશે કલકત્તાના દેશીઓમાં મુતલગ છીત છેજ નહી, અને જેમ મુંબઈવાળા કેટલાક અતીપવીત્ર બ્રાહ્મણો વાંધો લીએછે કે ગોસ્તની દુકાન ઉપરનો પવન વટીક જો આવીને બીજી જીનસને લાગો તો તે અપવીત્ર થાયછે, એટલા સંધા નાજુક વીચારવાળા બાબુ લોક નથી. કલકત્તામાં આવીયાને હમોને નજદીક ૧૨) દીવસ થઈ ગયા હતા, અને હમારી મુસાફરી હજુર તો ઘણી લાંબી મંજલની બાકી રેંહી હતી, તેની સાથે ગરમીની મોસમ સાંભી ચઢતી આવતી હતી તેથી વધારે દીવસ હીયાં ખોટી થવાને નાદુરૂસ્ત જાણી બીજે દીને સહવારના એટલે તા૦ ૧૩ ફેબ્રુઆરીને દીને કલકત્તાથી આગળ કુચ કરવાનો હમો સઘળાઓએ ઠરાવ કીધો. આગલની મંજલ સારૂ તૈયારી કરવામાં બાકીનો દીવસ હમો રોકાયા હતા, અને એ દીને રાત્રે બેથ્યુન સોસાઈટીમાં પ્રોફેસર કોવેલ એક જાહેર ભાશણ આપવાનો હતો તીહાં હાજર થવાને ડાકટર ડફે હમુને પોતાની ઈછા જણાવી હતી, તેને માન આપવાને હમો તીહાં રાત્રે સાતવાગે હાજર થયા હતા.

આ સભામાં કેળવણી પામેલા જુવાન બાબુઓનો એક અછો મેલાવડો થયો હતો, અને તે ઠેકાણાં ઉપર હમુને પ્રખ્યાત બાબુ કેસબ ચંદ્રસેન સાથે, બાબુ રેવરેંડ લાલ બેહારી ડે અને બીજા બાબુઓ સાથે, પેહેલ વેહેલી ઓળખ થઈ હતી. આ સભામાં સંસ્કૃત કાલેજના પ્રોફેસર કોવેલે એક અગતની બાબદ ઉપર પોતાનું લખાણ વાચીયું હતું. કાહાણી જેવા ઈતીહાસની અને ખરા ઈતીહાસની હદ તથા તેની ખુબી, આવી બાબદ ઉપર અછી રીતે અભીયાસ કરીને બનાવેલું એક સારૂં ભાશણ વાંચી સંભળાવીયું હતું. ભાશણકર્તાએ જબરી ખોલ કરેલી હતી જે તેના લખાણમાં માલુમ પડતી હતી, અને લખાણની એબારતબંદીમાં પણ અછું ધીયાન પોહોચાડેલું હતું. હમો આ નીબંધ વીશે આટલું બારીકીથી બોલીએછ તેનું કારણ એટલુંજ છે કે મુંબઈના હાલના વખતમાં કેટલાક લોકનાં મનમાં એવો વીચાર પેઠેલો છેકે કોઇબી સભાની સાંભણે ભાશણ આપવું એમાં શું મોટી બીસાત છે. થોડીક બાબદો એણીગમ પેલીગમથી જેમ જેને મળી આવે તેમ તેણે એકઠી

કરીને, સભાની સાંભણે પોતાની વીચારશકિત જેમ ફરમાવે તેમ તે બોલી અથવા વાંચી જવી, અને આવી રીતે સભાનો વખત અરધો કલાક અથવા કલાક એક રોકીયો, એટલે એમ સમજવું કે તેઓએ ભાશણ કીધું, અને તે ભાશણ વળી મોહોડેથી બોલી જઈ તેઓએ કીધું! અને તે વળી એટલી બધી તો જોરાવર મનશકિતથી કે કાગજ ઊપર લખીયા અથવા જોયા વગરે કીધું! શાબાશ! અવે બાકી શું રેહું! મુંબઈમાં જારે ઘણી ખરી બાબદો વીશે "ઢમઢોલ અને માંહે પોળ"ની કેહેવત મુજબ, ઠગબાજી રમાઈ રેહેલી છે, તારે આવી રીતે કેળવણીના મેદાનમાં પણ ઠગાઇ રમાએ એમાં નવાઈ નથી.

પ્રોફેસર કોવલનું ભાશણ પુરૂં થયા પછી તેને લગતી કેટલીક બાબદ વીશે સભાના શેરનશીન ડાકટર ડફે વધારે ખુલાસો કરી સંભળાવીયો હતો અને તીયાર પછી સભા આગળ હમારી મોલાકાત વીશે કહી સંભળાવીયું અને એવી ઇછા કહી જણાવી કે કલકત્તામાં હમો મુસાફર તરીકે આવીયા તે જોઇને તેઓ ઘણા ખુશી થયા હતા અને હમોએ કલકત્તા વીશે, તીહાંનાં દેશી લોક વીશે, તેમની કેળવણી, રીતભાંત વીશે કેવો વીચાર બાંધીયો હતો આ વીશે જો હમો થોડું ઘણું કહી સંભળાવીએ તો સભા તે મોટી ખુશી સાથે સાંભળશે. આ ઉપરથી પેહેલાં હમારા મીત્ર ડાકટર ભાઊ દાજીએ કેટલાક વીચાર કહી સંભળાવીયા, તીયાર પછી આ ગ્રંથકર્ત્તાએ સ્ત્રીકેળવણીવીશે બાબુઓની પછાત જોઈ તે વીશે થોડાક વીચાર કહી સંભળાવીયા હતા, અને હમારી પાછળ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ હીંદુઓની અને પારશીઓની કેટલીક પુરાતમ બાબદો મળતી આવેછે તે વીશે કહી સંભળાવીયું હતું. હમો સઘળા બોલી રેહા પાછળ સભાના સરનશીને હમારો ઉપકાર માનતા કલકત્તાના બાબુઓને એક જબરો ફટકો લગાવીયો હતો કે તેઓ હરેક બાબદ ઉપર બોલી જાણેછે અને વારંવાર માત્રે બોલેછે, પણ કરતાં કંઈ નથી, તેથી તેણે ત્રણ નાહાના વાકયો જબરી અસરકારક રીતે બોલી તેનું ભાશણ બંધ કીધું હતું. ડાકટર ડફે જે છેલા વચનો ઉચ્ચારીયા હતા તે આ હતા, "મીત્રો! હવે શબ્દો નથી જોઇતા, હવે કામ જોઇએછ! શબ્દો નહી, કામ! બોલવું નહી, કામ! વચનો નહી, કામ જોઈએછ." આ શબ્દોમાં કહી સંભળાવેલી નસીઅત અત્રેના મુંબઇવાળા સાહેબોએ પણ સારી પેઠે પોતાની નજર સાંભણે રાખવી જોઇએછ. આ સભાનો વીગતવાર એહવાલ કલકત્તાના ઇનિડીયન મીરરના ચંચલ અને ધુંધી

અધીપતી રેવરેંડ લાલ બીહારી ડેએ તા૦—૧૮૬૪ના વર્તમાન પત્રમાં છાપી જાહેર કરીયો છે. રાત્રે ૧૧ા વાગે હમો સઘળા પાછા ઘર આવી પુગા હતા, અને સહવાર-ના પોહોરમાં હમો કલકત્તેથી રવાના થવાના હતા તેથી જલદીથી જમીને બીછાના ઉપર ગયા હતા.

આ ઠેકાણે કલકત્તાના સુવાનાં બીછાના વીશે કેહેવાનું એ છે કે તીહાં મછર એટલાં તો જબરાં છે કે ઘણું કરી સઘળા જણ કુરતની વગર રાત્રે સુઈ શકતા નથી. મછર કરડેચ તો કરડેચ પણ કરડીને વલગી રેહેછ, અને જલદીથી પાછું ઉડી જતું નથી, એટલું તે જબરૂં છે. જો કોઇ દોસ્તને રાત્રે કંટાળો આપવો હોય તો તેનાં બીછાંનાની કુરતની ઉઘાડી નાખી એટલે આખી રાત્ર તેને મછરથી જબરો કંટાળો ખમવો પડવાનો. આ ઠેકાણે કલકત્તાને લગતી કેટલીક બાબદો મુકીદેઈ હમને આગળ ચાલવાની ફરજ પડેછે.

**તા૦ ૧૩ મી ફેબ્રુઆરી.** કલકત્તાથી સહવારના સાત વાગે સઘળા દોસ્તોને મળી ભેટીને નીકલ્યા અને નદી પારકરી હોરાના સ્ટેશન ઉપર ૧૧) વાગે જઈ પુગા હતા. આ મથક ઉપરથી રેલવેના બે ભાગ થયા છે, એક લાઈન હીયાંથી નીકલેલી દીલ્લી તરફ ચાલેલી છે, અને બીજી લાઈન દક્ષીણ તરફ જબલપોર સુધી ચાલી છે, જીહાં, મુંબઈની જી. આઈ. પી. રેલવેની લાઈન, ઉપલી જબલપોરની લાઈન સાથે મળેછે. કલકત્તામાંથી રેલવેની ત્રીજી લાઈન ઊગમણ તરફ "આસામ" પ્રાંત તરફ જાયછે, જેનું મથક કલકત્તા શેહેરમાંજ છે.

હમોએ હોરાના સ્ટેશન ઉપરથી પેહેલાં રાણીગંજ જવાની ટીકીટો લીધી, કારણ રાણીગંજ આગળ કોળસાની એક મોહોટી ખાણ છે, જેમાંથી બંગાલના રેલવેને ઘણો ખરો કોળસો મળી શકેછે, તે જોવાની ખાએશ થઈ હતી. આગ-ગાડી બરોબર ૧૧) વાગે ઉપડી હતી અને થોડુંક આગળ ચાલતાં હોરાનું ગામ હમારી નજરે પડયું હતું. આ ઠેકાણું ઉપર નાળીએરી, તાડ, કેડ, ખજુરાંનાં ઝાડોની ગીચ ઘટા નજરે પડી હતી, તથા ભાતના અને બીજી ખેતી વાડીવાળાં ખેતરો પણ પુશ્કલ દેખાયાં હતાં. આસપાસની જમીન સઘળી સાફ સપાટ હતી, એક પણ ટેકરી અથવા ડુંગર અથવા ખડક નજર નહી પડતો હતો અને જમીન તમામ જાણે બાગ બગીચાવાળી હોય એવી તાજી અને લીલોત્રીથી ભરપુર નજર આવતી હતી. જે કોઇ મુસાફર પેહેલ વેહેલો હીંદુસ્થાનમાં દરીયાને માર્ગે કલકત્તે

આવે અને હીયાંથી આ દેશની જમીનની હાલત તપાસવાને બાહેર નીકલે, તો તે મુસાફરને જેમ કલકત્તામાં પેહેલ વેહેલું પગલું મુકતાંજ તે શેહેર જાણે મેહેલોનું શેહેર હોય એવું તેની નજર સાંભણે પડેછે, તેમજ હોરાથી આગળ ચાલતાં હીંદુસ્થાનની જમીન પેહેલ વેહેલી તેની સાંભણે તમામ ખેતીવાડી ભરેલી અને જાણે બાગ બગીચાથી ભરપુર હોય એવી થોડેક ઠેકાણે નજરે પડેછે, જેથી મુસાફરના મન ઉપર પેહેલીજ અસર એવી તો થઈ પડવાનીજ કે હીંદુસ્થાન ખરેખરજ ફુલવાડી અને બાગો બાહારની જમીન છે. હીયાંથી એકુ બે સ્ટેશન મુકીને આગળ વધતાં, સીરાંમપોરના સ્ટેશન આગળ આગ ગાડીએ પાંચ મીનીટનો વીસામો લીધો હતો. "સીરાંમપોર" શેહેરમાં જવાની હમને જોગવાઈ નહી મળી હતી. આ શેહેરમાં કલકત્તાનું એક વખણાયલું ઇંગ્રેજી વર્તમાન પત્ર નામે "ફ્રેંડ આફ ઇનડીયા" છપાયછે. જો કે આ પત્રનું નામ "હીંદુસ્થાનનો દોસ્ત" કરીને રાખેલું છે, તોએબી હીંદુસ્થાનના દેશીઓના દોસ્તને બદલે હીંદુસ્થાનમાં આવેલા ઇંગ્રેજ લોકનાદોસ્ત તરીકે એ પત્રે સારી સેવા બજાવી છે. જો આ પેહેલાં પુસ્તકમાં જગા વધારે મળી હતે તો કલકત્તાના વર્તમાન પત્રો અને મુંબઈના વર્ત્તમાન પત્રોનો મુકાબલો કરવાને હમને સારી જોગવાઈ હતી, પણ હાલ આ અગતની બાબદ વીશે હમારેથી કંઈ લખાઈ શકાતું નથી. વર્તમાન પત્રો વીશે હમારી મુસાફરીમાં કેટલીક બાબદો હમોને મળી છે તે હવે પછીના પુસ્તકમાં લખી જણાવાની ઉમેદ રાખીએછ, અને જે ઠેકાણું ઉપર એ અગતની બાબદ વીશે બોલવાનું છે તે હવે પછીના મુસાફરીના એક અગતના ભાગમાં આવેછે તીહાં આ બાબદ વીશે વીસ્તારીને બોલશું.

હીયાંથી આગળ વધતાં "ચંદરનગર" નું સ્ટેશન આવેછે, જે શેહેર ફ્રેંચ સત્તાવાળાઓનું છે. બે અથવા ચાર સ્ટેશન બીજાં છોડીયાં પછી, "બરદ્વાન" શેહેર આગળ એક મોહોટું સ્ટેશન આવેછે, જીહાં આગગાડી નજદીક એક કલાક સુધી ઓટી થાયછે. હીયાંથી આગગાડીની એક લાઈનને જુદી પાડીને "રાણીગંજ" નાં કોળસાની ખાણ તરફ લઈ જવામાં આવી છે, તેથી "બરદ્વાન" સ્ટેશન આગળથી રાણીગંજ જવાને ઉતારૂઓને પેહેલી ગાડીમાંથી ઉતરી બીજી આગગાડીમાં બેસવું પડેછે. બરદ્વાનથી બપોરના બે વાગે નીકલીયા. હજુર જમીન સાફ સપાટ જોવામાં આવતી હતી, અને લીલોત્રી પણ તેમજ ખટકે ખટકે નજરે

પડયા કરતી હતી. પાનાધર સ્ટેશન આગળ આવી પોંહોંચતાં, ટેકરીઓ અને નાહાની ડુંગરીઓ નજરે પડવા માંડી, અને હીયાંથી જમીનનો દેખાવ લીલોત્રી ભરેલો દેખાવાને બદલે, વેરાન અને ખડક જેવા નજરે પડવા લાગો. પાછલા પોહોરના સવાચાર વાગે રાણીગંજના સ્ટેશન ઉપર આવી પુગા. આસપાસનો દેખાવ હવે ડુંગર, પાહાડ, અને ખીયાબાન જંગલ જેવા હતો. જમીન પણ તેવીજ વાંકીટીકી અને એણીગમ પેલીગમ પાણીના ખબોચીયાવાળી હતી. સ્ટેશન ઉપર ઉતરીને રાત્રે રેહેવાસારૂ, તેવા લાયક મકાન મેળવવાની ખબર કાહાડતાં, માલુમ પડયું કે બંગલા જેવો કોઈબી મકાન તીહાં નહી હતો. એકાદ બે ઝાવલીના છાપરાં હતાં, જે હાટેલ તરીકે વપરાતાં હતાં. તેમાં જઈ રેહેવાને સગવડ જેવું નહી માલુમ પડીઆથી, રાત્ર તો, આગગાડીના સ્ટેશન ઉપરના ઉતારૂઓને આસરો લેવાના ઓરડામાંજ, ગુજારવાનો ઠરાવ કીધો. આ ઠેકાણાં ઉપર ખાવા પીવાની જીનસો સારી અને પુરતી નહી મળી આવવાની ખબર સાંભળીને સઘળાઓએ ઠરાવ કીધો, કે સહવારના પોહોરમાં કોળસાની ખાણ જોઈ ખીજે દીને રાત્રે રાણીગંજથી રૂખસદ લઈ પાછા "બરદ્વાન" જવું. જે ઠેકાણે હમો ઉતરીયા હતા તીહાંથી કોળસાની ખાણ નજદીક બેથી ત્રણ માઈલ દુર હતી, માટે એ ખાણના ઉપરી મી. લાડની રજા, સાંજના લઈ રાખી, સહવારના પોહોરમાં થંડેપોરે તે જોઈ લેવી, એવા બંદોબસ્ત કરવાને હમારામાંથી બે ત્રણ જણ તેજ સાંજના કોળસાની ખાણના ઉપરીને તેને બંગલે મળવાને ગયા હતા. હમોએ ભાડુતી ગાડી માંગી જે ઉપરથી હમારે સારૂ એક ઘોડાની ભાડુતી ગાડી જેને તીહાંનાં લોક "એક્કા" કરીને બોલેછે, તે લાવી હાજર કીધી હતી. આ ગાડીમાં માત્રે બે જણ બેસી શકે એવી ગોઠવણ કરેલી છે. એક હાંકનાર આગળ બેસેછે અને તેની પાછળ એકજ ઉતારૂ બેસી શકે એટલીજ જગા હોયછે. એક્કાના ઘોડાનું હરનીસ, તથા ગાડી એવી તો જાસ્લાપોરી હાલતમાં હતાં કે ઠેકાંઠરીયાં અને ડુંગરની જગા ઉપર આવી ગાડીમાં બેસીને જવું હમોએ સલામતી ભરેલું નહી ગણીયું હતું, અને વધારે ધાસ્તી ભરેલું એ હતું કે ઘોડો ઉંચો અને ગાડીમાં બેસવાની જગો નીચી હતી, તેથી જો ઘોડો ચમકીને લાત ઝાડે તો હાંકનાર અને ઉતારૂ બંધેના કોઠાં ગેપ થાય એવી કફોરી તે ગાડી હતી, અને જે વળી હમોએ પેહેલવેહેલી જોઈ હતી, તેથી તેમાં બેસવાને હમોએ નાપાડી. આ ઠેકાણે ભાડેની

પાલકી પણ મળી શકેછે, જે ઉપરથી હમોએ પાલકીઓ મંગાવી, કોળસાની ખાણના ઉપરીના બંગલે જવાને તેમાં બેઠા. થોડાક ઠેકાણાં સુધી રસ્તો સફાઈ ભરેલો હતો તેથી હમાલો મુગા મુગા ચાલીયા હતા, પણ જરા આગળ વધતાં, આગળના બંધે હમાલોએ, તેમની બોલીમાં એક તરેનું ગાયન ગાવાનું સીરૂ કીધું. આ ગાયનની મતલબ હમો પેહેલાં સમજી નહી શકીયા હતા, પણ પુછવાથી ખોલાસો થયો હતો કે આગળના બે હમાલો ચાલતાં પોતાના પગતળે આવતી જમીનનું બયાન, રાગના અવાજે બોલી, પાછળના બે હમાલોને ચેતવણી આપતા હતા, કે જે તરેની જમીન પગેતળે આવેછે, તે જમીન કાંકરાની છે કે ખડકની છે, ખાડા ખબોચીયાની છે કે સપાટ છે, ચઢણનો ટેકરો આવીયો છે કે ઉતરણ આવી છે, એવી તરેનું બયાન ગાઇને બોલતા હતા. આગળના બે હમાલોના બોલવાને પાછલના બે હમાલો, હાં—હાં બોલી જવાબ આપતા રેહેતા હતા. આગળ પાછળના હમાલો ગાતા હતા, તેઓ આવી રીતે ગાતા હતા. સંભાલજે, ડાવીગમ કંકર (પથર)—પાછળના હમાલો,—હાં હાં.—સંભાળજે, જમણીગમ ખાડા. હાં, હાં, સંભાળજે, ડાવીગમ કાંટા,—હાં—હાં—. સંભાળજે, જમણીગમ પાણી,—હાં—હાં. સંભાળજે, ચઢણ આવી છે,—હાં—હાં. આ પ્રમાણે આગળના હમાલો, પાછળના હમાલોને ચોકસાઇથી ચાલવાને જે સુચના કરતા હતા, તેનો રાગ સાંભળવાને પસંદ પડતો હતો. આ ઠેકાણાં ઉપરના હમાલો કાહાર જાતીના બંગાલીઓ છે, જેમાંના ઘણુંકરીને કલકત્તામાં પાલકીજ ઊંચકવાંનો ધંધો કરેછે. તેઓ કાળા સીહા રંગના છે, અને તેમના ચેહેરાનો અથવા શરીરનો ઘટમ દીલપસંદ નથી. કોળસાની ખાણના ઉપરીને મળતાં છેક રાત્રે સાત વાગા હતા, અને ખાણમાં જવાસારૂ તેની પરવાનગી મેળવતાં તથા તેને લગતી બીજી વાતચીત કરતાં રાત્રે છેક આઠ વાગા હતા, અને રેલવે સ્ટેશન ઉપર પાછું આવતાં નજદીક રાત્રે નવથી દસ વાગાનો સુમાર થયલો હતો. થાક જબરી લાગી હતી, પાલકી હોવા છતાં પણ પગે જબરૂં રખડવું પડીયું હતું, થંડી બહુ પડતી હતી માટે આવતાંને વાર ગલાસ ભરીને પેલો ઉત્તેજક પદાર્થ ચઢાવી, જમવા બેસી ગયા હતા.

**તા૦ ૧૪ મી ફેબ્રુઆરી.** કોળસાની ખાણ જોવાને સહવારના નાસ્તો લેઇને નીકલીયા હતા. ખાણનાં ઉપરી મી. લાડે કેહું હતું કે સહવારના ૧૦) વાગા સુધી ખાણમાં કામ કરનારાં લોક આવતાં નથી, તેથી આ વખતની આગમચ જોવા

જવાને સવલ નથી પડવાનું. રાણીગંજની કોળસાની ખાણ ૧૮૫૨-૫૩ થી જણાયલી છે, અને તેમાંથી કોળસો ખણી કાહાડવાને "બેંગાલ કોલ કંપની લીમીટેડ" નામની ભાગીદારોની એક કંપની થઇ છે, જેવાએ આજ સુધી સારી કમાઇથી કામ ચલાવેલું છે. બંગાલ પ્રાંતના રેલવે ઉપર ઘણું કરીને હીયાંનો કોળસો વપરાયછે, અને સુએજને મારગે કલકત્તે આવતી આગબોટોમાં પણ હવડાં એ કોળસો વપરાવા લાગો છે. કેહેછે કે આ કંપનીએ સેકડે ૧૦ ટકાથી ૧૬ ટકાનું વીયાજ આપીયું છે. રાણીગંજ અને તેની આસપાસની જગા ઉપર કોળસાની ખાણ મોટી લાગેલી છે, જો કે જે ખાણ હમારા જોવામાં આવી હતી તે ઘણીજ નાહાની હતી. તે આસરે વીસ્તારમાં બે માઇલ હતી. ખાણમાં ઉતરવાનો માર્ગ જમીનની સપાટી ઉપરથી અંદર ઉતરતો કરેલો છે. નવથી દસ ફુટ પોહોળો રસ્તો સેહેડીની માફક ઉતરતો બનાવેલો છે. જમીનની થોડીક ઉંડાણમાં આવે રસ્તે ઊતરીયા પછી, કોળસાનાં થર નજરે પડવા માંડછે. એ પડોમાં ખોદણી કરીને "બોરઘાટ" ના જેવા ટનલો કોતરેલા છે. આ ટનલોમાંથી મસાલની રોશનીથી આગળ ચાલતાં, જે જગા ઉપર કોળસાની ખોદણી ચાલેછે તીહાં આવી પુગીએછ. આ ઠેકાણે સઘલું અંધારૂં અને હવા ઘણી ગરમ લાગેછે. સાફ ખોલી અને થંડી હવા તથા ઉજાસ આવવાને જમીનની સપાટી ઉપરથી બગાડાં પડેલાં છે. આવાં બગાડ આગળ આવીને જો આપણે ઉભા હોઇએ તો તીહાં થંડો પવન આપણને લાગેછે. આખી ખાણની અંદર ૨૫ થી ૩૦ બગાડાં ઠેકાણે ઠેકાણે પાડેલાં છે. કોળસાની ખોદણીનો આકાર મસાલની રોશનીથી જોતાં, આબેહુબ ધારાપોરીના અથવા એવાંજ બીજાં પાહાડની અંદરનાં કોતરકામને મળતો આવેછે. જેમ જેમ કોળસો ખોદીને આગળ વધતા જાયછે તેમ તેમ ડાવી અને જમણી બોરદુએ કોળસાનાજ થામલા ટેકાવ સારૂ રાખીને આસપાસથી ખોદતા જાયછે. ખોદેલા કોળસાને ટોપલામાં ભરીને એક ઠેકાણે લાવી એકઠો કરેછે અને તીહાંથી લોહેડાંની રેલ ઊપર ચાલતી ગાડીઓમાં ભરીને માણસો કોળસાની ખાણના મોહોડાં આગળ લાવેછે અને જીહાંથી જમીન ઉપર કપીથી ખેંચી લીએછે. કોળસાના પડોમાંથી વરસાદની મોઆફક પાણીના ઝરા વરશેછે, જે પાણી બંબાની મારફતે બાહેર ખેંચી કાહાડેછે. આએ ખાણની અંદર મસાલ લેઈ જવામાં કંઈ ધાસ્તી જેવું નથી, તેનું કારણ એ જે એ ખાણ કંઈ ઘણી ઊંડી નથી, તેની

સાથે જોઈએ તે કરતાં વધારે તાજી હવા દાખલ કરવાને જમીનની સપાટી ઉપરથી બગાડાં પાંડેલાં છે, તેથી અંદર ગુંગલાઈ જવા જેવી ધાસ્તી મુતલક છેજ નહી. જ્યારે હમો જોવાને ગયા તારે સઘળી મળીને ૩૦૦ ફુટ ઊંડી ખાણ ખોદાયલી હતી. કામ કરનારા મજુર લોકોની સંખ્યા તે વખતે આસરે ૧૮૦૦ થી ૨૦૦૦ માણસોની હતી. તેમાં તરેવાર જાતનાં સ્ત્રી અને પુરૂશ લોક હતાં. સંથાલ જે સઉથી જંગલી જાત અને ઘણીજ ખુની જાત કેહેવાયછે, અને જે જાતના લોકોએ ઇંગ્રેજ સરકાર સાંભણે વારંવાર ફીસાદ ઉઠાવીયો છે, તે જાતનાં લોક આ ઠેકાણે ઘણાજ દીલોજાનથી ધંધે રોજગારે લાગી ગયલાં માલુમ પડ્યાં હતાં. બીજી જાતમાં કાહાર જાત (હમાલ લોક) બશથીન, બૌરી, અને કોલી જાત હતી. સંથાલ લોકનું નાંમ સાંભળીને હમોને તે જાતના પુરૂશ, અને સ્ત્રીઓને જોવાની ઘણી ઇછા થઈ હતી. હમારી સાંભણે કેટલાકને લાવી ઉભાં રાખ્યાં હતાં, જેમને જોયાથી, આ લોકના જંગલીપણાની અથવા ખુની ખસલતની નીશાનો તેમના ચેહેરા ઉપર મુતલક નજર નહી આવી હતી, બલકે ઉલટું એવું દેખાયું હતું કે આવા જંગલી લોકમાં તેઓના ચેહેરાનો ઘટમ સારો સોભઇતો અને રાંક દેખતો હતો. તેમની ચામડીનો રંગ કાળો સીહાઈ જેવો પણ ચકચકીત હતો. સ્ત્રીલોક અંધારામાં જબરી સખત મેહનત કરતી હતી. કોળસો ખોદવાને પાહારાઈ અને પીકાંઉ મારવાનુ કામ મરદોને સોંપેલું હતું, અને કોળસો ટોપલીમાં ભરીને ઠેકાણાં સર લઈજવાને સ્ત્રીઓને કામે લગાડેલી હતી. સહવારના ૧૦ વાગેથી તે સાંજના ૪ વાગાસુધી લોક કામઉપર રેહેછે અને રાત્રે સઉ કોઈ પોતાને ઘર જાયછે.

ખાણમાં ઊતરવાને જરાબી ધાસ્તી જેવું નથી. હમો પેહેલાં એવું ધારતા હતા કે કપી અથવા યારીથી હમુને નીચે જમીનમાં ઉતારશે. પણ આ ઠેકાણે ઊંડાણ ઘણી નહી હોવાથી ફકત સીહીડી જેવા રસ્તો હીયાં કીધેલા હતો, જો કે હમુને એવું કેહેવામાં આવીયું હતું કે બીજી જગા ઉપરની ખાણો વધારે ઊંડી ગયાથી, તીહાં કપીથી ઉતરવાના માર્ગો કરેલા છે.

ખાણમાંથી હમો પાછા ઊપર આવીયા અને અંદર કાહાડેલા કોળસાનો ઢગ જાતા હતા એવામાં હમારી આસપાસ કેટલાક મજુર લોક આવી એકઠા થયા હતા. તેઓમાંના એક સંથાલ છોકરાને આપણા ચંચલ મીત્ર ડાકટર ભાઉ દાજીએ તેની દેશી ભાશામાં ગાયણ ગાવાને કેહું. પેહેલાં તો તે છોકરો સરમાયો, અને

આનાકાની કીધી, પણ જારે પઈસા ઉપર તેની નજર પડી, એટલે તેને હીમત આવી. આ છોકરાએ જે રાગ ગાયો તેના શબ્દોનો અર્થ તો હમો સમજી શક્યા નહી, પણ તેના રાગની ધપ ઉપરથી અને બેચાર શબ્દો તેના મોહોડાંથી સંભળાયા તે ઉપરથી હમો સઘળા સમજીયા હતા કે તે છોકરાએ સંથાલ લોકની હોલીનો રાગ ગાયો હતો. આવા જંગલી લોકમાં પણ રાગની લેહજત અને રાગનું ગ્નાન છે, એ જોઈ હમોને ખુસી સાથની તાજુબી ઉત્પન્ન થઈ હતી. તાજુબી એટલા સારૂ કે આવા જંગલી લોકમાં પણ પેલા અવતારી કૃષ્ણનું નામ મશહુર થયલું છે, અને તે એકજ રીતે અને એકજ મતલબે આખા હીંદુસ્થાનમાં,શેહેરે શેહેર, અને ગામે ગામ અને હમો વધારીને બોલીએછ, કે જંગલે જંગલ વટીક જાહેર થઈ પડેલું છે. મથુરા શેહેરમાં જન્મ પામેલા શ્રી કૃષ્ણ, વિષ્ણુનો આઠમો અવતાર, નંદ ગોવાળીયાનો ચેલો, ગોકુળની હજારો ગોપીઓનો મનોહારી ગોપાલ,બ્રીજકો બાંકોબાસી, શ્યામલ ગીરધારી,કાહાન અથવા જગપ્રસિદ્ધ કનૈયો અને તેની મધુર, મનમોહન મુરલી અથવા બાંસરી વીશે હીંદુસ્થાનમાં નાહાનાથી મોહોટાં અને જંગલીથી સુધરેલા તમામ લોક જાણીતાં થયલાં છે. પેલા સંથાલ છોકરાના મોહોડામાંથી આ શબ્દો નીકળતાંને વાર હમો પામી ગયા હતા કે "કાહાના બાંસરી બજાઈ" એ મતલબનું ગાયન તે કરેછે. ગાયનની બાબદ ઉપર હમો વધારે વીગતથી મથુરા, બીંદ્રાબન, ગોકુલ અને બ્રીજ શેહેરો તથા દીલ્હી, ગોવાલીયર અને ઇનદોર વીશે બયાન કરતી વેલા બોલવાની ઉમેદ રાખીએછ. ગાયનનો રસ હજુર હીંદુસ્થાનના એ શેહેરોમાં કેવો અને કેટલો બાકી રહેલો છે તે હમો સારીપેઠે દેખડાવી શકશું.

સંથાલ લોક ઘણું કરીને કમરથી માથાસુધી નાગા રેહેછે, પણ આ ઠેકાણાં ઉપર કામે લાગેલા મજુરોએ આખાં શરીર ઉપર મુલાહજા ભરેલા પોશાક પેહેરેલા હતા, તે ખાણના ઉપરી યુરોપીયનના સમજાવીયા ઉપરથી, પેહેરેલા હતા, અને એકવાર તેમને ટેવ પડીયાથી તેવા પોશાક વગર તેમને ગમતું નહી હતું. આ લોક જબરા દારૂ પીનારાં છે, પોતાની કમાઇનો ઘણોખરો ભાગ દારૂ પીવામાં ખરચી નાખેછે, એવું હમને જણાવામાં આવીયું હતું.

હમો બાકીનો અહેવાલ આ પુસ્તકમાં વધારે આગલ ચલાવી નથી શકતા તેથી ખચીત દીલગીર છઈએ. જો આપણા દેશીઓ તરફથી આ અહેવાલના પેહેલાં પુસ્તકને પુરતો આસરો મળીઓ તો હમો આ મુસાફરીનો બાકીનો ભાગ

જે ઘણોજ વધારે જાણવાજોગ અને દીલપસંદ છે તે આપવાને આમ લોકની સેવા બજાવવાને દીલોજાનથી હાજર થઈશું. પણ અગર એવું નહી બનીયું અને એની કદર નહી બુજાઈ તો બીજું પુસ્તક લખવાને હમારી હીમત ચાલી નથી શકવાની. આ પુસ્તકને છેડે આપેલાં કીમતી ચીત્રો કેહેશે કે હજુર કેટલી અગતની બાબદો જાણવાની બાકી છે, પણ વગરમદદે આવું કીધાથી હમારી ઉપર નાણાં સંબંધી જે બોજો પડે તે ખમવાને, હમો હમારૂં અશક્તપણું છુપાવા નથી ચાહતા.

મુંબઈ, તા. ૩૦ એપરેલ, ૧૮૭૧.

**પુસ્તક પેહેલું સમાપ્ત.**

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.



VIEW OF THE RIVER GOOMTEE.—LUCKNOW.

૩. ગોમટી નદીનો દેખાવ.—લખનૌ.



CHATTAR MANZIL FROM WEST — LUCKNOW

૫. છતરમંઝીલનો દેખાવ પસચીમ તરફથી—લખનૌ



Vincent Brooks lith.

CHATTAR MANZIL _ LUCKNOW.



KHOORSHED MANZIL.—LUCKNOW.

૭. ખુરશીદ મંઝલ.—લખનૌ.

Vincent Brooks, lith. London



cent Brooks lith.

GATE OF KASERBAG._LUCKNOW.

૮. કૈસરબાગનો દરવાજો.—લખનૌ.



BAILLIE GUARD GATE.—LUCKNOW.

૯. બેલીગાર્ડનો દરવાજો—લખનૌ



Vincent Brooks, lith. London

MOTEE MASJID _ AGRA

૪. મોતી મસજીદ.—આગરા.



TAJ FROM THE RIVER __ AGRA

૧. નદીપરથી દેખાવ.—આગરા.



TAJ FROM RUINED PALACE AGRA

૮. વેરાન મેહલપરથી દેખાતો તાજ.—આગરા.



Vincent Brooks Day & Son, lith.

ORNAMENT ON THE TOMB.—AGRA.

૧૦. કબર ઉપરના ચીનકાર જવાહેરનાં ફુલો.-આગરા



Vincent Brooks Day & Son lith

PLANT ON THE TOMB _ AGRA

**૨૨. કબર ઉપરનું મીનાકાર જવાહેરનું ઝાડ.-આગરા.**



Vincent Brooks Day & Son, Lith. London.

THE TAJ MAHAL _ AGRA

૨૯. તાજમેહેલ.—આગરા.




GATEWAY OF THE TAJ, AGRA.

૧૩. તાજમેહેલનો દરવાજો.—આગરા



Vincent Brooks. lith.

SIDE VIEW OF THE GATE _ AGRA.

૧૪. તાજના દરવાજાનો બાજુનો દેખાવ.—આગરા.



Vincent Brooks, Day & Son, Lith. London,

TOMB OF EMPEROR AKBAR AT SECUNDRA.

૨૫. સીકંદરા આગળ શાહાનશાહ અકબરની કબરગાહ.—
આગરા.



Vincent Brooks lith

INTERIOR OF THE TOMB OF AKBAR AT SECUNDRA

૨૬. સીકંદરા આગળ અકબરની કબરથાની અંદરનો દેખાવ.—આગરા.



Vincent Brooks, lith

GATEWAY TO THE TOMB OF THE SAINT SALEEM AT FUTTEHPORE SECREE.

૧૭. ફતેપુર સીક્રી આગળનો દરવાજો.—આગરા.




TOMB OF ITMADOOD DOWLA. _ AGRA.

૨૮. ઈતમાદુદ દૌલાની કબરગાહ—આગરા.



LAHORE GATE PALACE _ DELHI.

૫. લાહોર દરવાજાનો મેહેલ.—દીલ્હી.



CASHMERE GATE. _ DELHI.

૨. કાશમીર દરવાજો.—દીલ્હી.



JUMMA MASJID.—DELHI.

૪. જુમ્મા મસજીદ.—દીલ્હી.



TOMB OF MAHOMED TOGLUCK.—DELHI.

૫. મહમદ તુગલખની કબરખા.—દીલી.



KOOTAB MINAR.—DELHI.

૭. કુતબ મીનાર.—દીલ્હી.



GATE AND IRON PILLAR -- DELHI.

૮. દરવાજો તથા લોખંડી સ્થંભ.—દીલ્લી.



Vincent Brooks lith.

TOMB OF SUFDARJANG_DELHI.

૭. સફદર જંગની કબરખા—દીલી.



Vincent Brooks, Day & Son, lith.

THE LATE EMPEROR OF DELHI.

૧૦. દિલ્હીનો માજી શાહાનશાહ.



AKBAR SHAH. 1836.
૧. અકબરશાહ.



MIRZA SALEEM,
THE EMPEROR'S SON.
૫. માજી શાહાનશાહનો છોકરો. મીરજાં સલીમ.



SH.\MSHOODIN.
HUNG FOR THE MURDER OF M^r FRASER.
૨. શામશુદીન. જે મી° ફરેસરના ખુન સારૂ ફાંસી ગયો.



BEGAM SOMBRE
૬. બેગમ સોમબેર.



MAUSOLEUM OF
THE POET KH\ SROO.
૩. ખુશરો સાએરની કબરથા.



MAUSOLEUM OF
MAZMOODIN OULEEA.
૭. મજમુદીન ઓલીઆની કબરથા.



TOMB OF THE SAINT SALEEM
AT FUTTEHPORE SECREE.
૪. ફતેપોર સીકરી આગળ, પીરસાહેબ સલીમની કબરથા.



TOMB OF HOOMAEUN.
૮. હુમાયુનની કબરથા.



Vincent Brooks, Day & So

